આદિવાસી બોલીનું સામયિક

મુખ્ય સંપાદક : અરુણા જોશી

કુંકણા આવૃત્તિના સંપાદક : ડાહ્યાભાઈ વાઢુ, ધીરુભાઈ પટેલ

ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર

**ઢોલ : આદિવાસી બોલીનું સામયિક**
**કુંકણા : અંક ૪ : એપ્રિલ ૨૦૦૦**

પ્રકાશક
**ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર**
૬, યુનાઇટેડ એવન્યુ, દિનેશ મિલ પાસે,
વડોદરા- ૩૯૦ ૦૦૭

મુદ્રક
**આકાર ઑફસેટ**
દાંડીયા બજાર, વડોદરા-૩૯૦ ૦૦૧

છાયાચિત્રો
**ચક્રધર સાસવડે, ધર્મેશ ભાવસાર**

રેખાંકનો
**હરિ માનસિંહ રાઠવા**

મૂલ્ય
**આ અંક માટે રૂા. ૨૫/-**
**પ્રતિ અંક રૂા. ૧૫/-**(+ રૂા. ૫ જ્યાં જરૂરી હોય ત્યાં, ટપાલ ખર્ચ માટે)
**વાર્ષિક લવાજમ રૂા.૩૦/-**(ટપાલખર્ચસહ પ્રતિવર્ષ બે અંકો માટે)

લવાજમ સંપર્ક
ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર, ૬ યુનાઇટેડ એવન્યુ, દિનેશ મીલ પાસે, વડોદરા-૩૯૦ ૦૦૭
શ્રી. ડાહ્યાભાઇ વાઢુ , સ્ટેટ બેંક ઓફ ઇન્ડિયા, આહવા બ્રાન્ચ, આહવા, જિ. ડાંગ
શ્રી. ધીરુભાઈ પટેલ, જે.એમ.શાહ આર્ટસ્ એન્ડ કોમર્સ કોલેજ, જંબુસર-૩૯૨ ૧૫૦ જિ. ભરૂચ

# અનુક્રમણિકા

# અક્ષર માંડતાં.....

પ્રિય વાચનાર,

'ઢોલ' ના યો અંક આપલે હાથમાં થવતાં આનંદ અનુભવ જેં હન. ગઇફેરી આપલે 'ઢોલ' ને માધ્યમહૂન મિળલા તે માગુન બુહુ મહિના વિતિ ગેત. યો અંક થોડિક પ્રતિકૂળતાને કારણ સમયસર પ્રગટ નીં હુઇલ તે બદલ વાચક આમાલા ક્ષમા કરતાલ ઇસી આશા રાખ જેં હન.

આપલે જાણ જેં હન તે પ્રમાણી 'ઢોલ' આપલે સંસ્કૃતિનાં દર્પણ આહા. યેમાં આપલી સંસ્કૃતિ, કલા અને ભાષાને જતનનાં કામ હુયેં હેં. આપલી પરંપરા જાળવી, વર્તમાન સમયની પ્રગતિને હારીં કદમ મેળવી જાગૃતિ લયુના પણ ઉદેશ આહા.

આપલા દેશ ગામડામાં વસેલા આહા, યેમાં વિવિધ આદિવાસી જાતિ આહાત. આપલે જાતિના સંસ્કૃતિના થોડા બુહું પરિચય તેં આપાલા આહા, પન આપલે સિવાયને લોકસા આપાલા પરિચયનીં આહા. તે પન આદિવાસી જ આંહાત તેહના પરિચય આપાલા હુયેં તે શુભ આશયહૂન યે વખતના 'ઢોલ' ના અંક 'ભીલ વિશેષાંક' તરીકે આમીં પ્રગટ કરી રહનાહાંવ. આશા આહા કા તો તુમલા ઉપયોગી હુઇલ.

દેશમાં અનેક આદિવાસી જાતિ આહાત ,તેમાં ગોંડ, મુંડા અન ભીલ યે મુખ્ય જૂથ આહાત. ભીલ આદિવાસી મધ્યપ્રદેશ, રાજસ્થાન, ગુજરાત અન મહારાષ્ટ્ર માં વસેલ આહાત. તેહની સંસ્કૃતિ, ઇતિહાસ, વિકાસક્રમ અન તેહની રીતભાત, રહણી કરણી તહેવાર વગેરેના પરિચય આપાલા હુઇલ.

આજ આદિવાસી સંસ્કૃતિવર વાયલે સંસ્કૃતિની પ્રબળ અસર હુયની હી. આદિવાસી સંસ્કૃતિમાં પન આધુનિકતા દેખાય જેં હેં. મૂળ રીત રિવાજ આતાં ભૂલત ગેંવ. ખૂબ થોડાક લોક આપલી અસલ સંસ્કૃતિ જાળવી રાખના હાત. આપલે જો જાગૃતિ ની દાખવજન તેં આપલી યી મહાન સંસ્કૃતિ એક દિસ લુપ્ત હુઇ જાઇલ. 'ઢોલ' ને માધ્યમહૂન આમીં આપલી સંસ્કૃતિ, કલા વારસાનાં જતન કરુનાં પ્રયત્ન કરી રહના હાંવ. યે સંસ્કૃતિ રક્ષણને સામાજિક કામમાં આમલા તુમને સહયોગની જરૂર આહા. 'ઢોલ'ના સભ્ય બની સહકાર દેશાલ ઇસી શ્રદધા આહા.

**શ્રી ડાહ્યાભાઇ વાઢુ**
સ્ટેટ બેંક ઓફ ઇન્ડિયા, આહવા શાખા
આહવા (ડાંગ) પિન. ૩૯૪૯૧૦
ફોન: ૦૨૬ ૩૧ (ઓફિસ) ૨૦૨૫૦ (ઘર) ૨૦૬૬૯

**શ્રી ધીરુભાઇ પટેલ**
જે.એમ.શાહ કોલેજ, જંબુસર.
જિ.ભરૂચ પિન-૩૯૨૧૫૦
ફોન- ૦૨૬૪૪ (ઓફિસ) ૨૦૦૦૫

# ભાષા કેન્દ્ર

અરૂણા જોશી

ગઇ ફેરી આપલે 'ઢોલ'ને માધ્યમહૂન મીળલા તે માગુન બુહુ મહિના હુઇ ગેત. આદિવાસી ભાષા કલા અન સંસ્કૃતિનાં જતન કરું સાટીં ભાષાકેન્દ્રનીં અલગ-અલગ રીતિ પ્રયત્ન ચાલુ રાખાહાત. યીં કામ કરતાં કરતાં જ ઘેનવર ઇયેલ થોડેક ગોઠી આહાત - એક તઁ સંસ્કૃતિનાં જતન કરું સાટીં પહેલાં તઁ આદિવાસીમાં પદરના ઇતિહાસ સાટી સભાનતા અન અભિમાન જાગુલા પાહાઇ જઁ, તે હારીં જ આજને દુનેમાં વાયલે સમાજસે હારીં સારકા વ્યવહાર કરું સાટી તો આર્થિક, સામાજિક, સાંસ્કૃતિક રીતિ સક્ષમ અન પરિપૂર્ણ બની હન સામે યેવલા પાહાય જઁ. અન તેને હારી હારી, ઇતિહાસ અન પરંપરા સાટી પદરનાં અભિમાન તીસાં જ આધુનિક જગતમાં જગુની પદરની સક્ષમતા અભિવ્યક્ત કરું સાટીં તેનેમાં આત્મવિશ્વાસ જાગુલા પાહાય જઁ. છેલ્લા થોડેક મહિનામાં ભાષા કેન્દ્રની યે દિશામાં થોડાંક નક્કર પગલાં ભરાં હાંત.

ગઇ વખત ગોઠ કરી હતી તે પ્રમાણી તેજગઢલા આદિવાસી કલાકારસી સહકારી મંડળી ચાલુ હુઇ ગહયઁ. યી મંડળી આતાં વાયલે-વાયલે જાગઁ કળા-હસ્તકળા પ્રદર્શનમાં ભાગ લી પદરની ક્ષિતિજ પસારી રહની હી. ધીરે ધીરે ઇસા કાર્યક્રમના સ્થાપન પન મંડળીના કલાકાર પદર જ સંભાળી લેવલા લાગના હાત. અન પદર પૂર્ણરીતિ કળા-હસ્તકળાને વિશ્વમાં પદરની અલગ અલગ છાપ ઊભી કરી રહના હાત. તીસે રીતિ જ વસે વ્યાજે બારીક કરજ મેળવુ સાટીં 'ભંડોળ ફળિયા'સી રચના કરી તેહના સરકારી બેંકસે હારીં મેળ બીસવુના કામ પન હુયના હા. મોહતીરલા યે યોજના વાટા રોટરી કલબ જીસી જાગતિક સંસ્થાના ખૂબબુહુ સહકાર આના, અન તે માગુન આતાં તઁ વાયલે વાયલે જાગહૂન વાયલે-વાયલે સંસ્થા, બેંક, નાણાંસંસ્થા કડૂન સહકાર સાટીં હાથ લાંબા હૂઇ રહનાહાત. તેજગઢ, છોટાઉદેપુર મગ આતાં યી યોજના વાયલે વિસ્તારમાં અન વડોદરા શાહારમાં મંજૂરી કરનાર આદિવાસી સાટી પન ચાલુ કરુના ઇચાર સામેર આનાહા.

તેને હારીં હારીંજ તેજગઢ વિસ્તારને આદિવાસી જુવાન સાટીં એક કોમ્પ્યુટર શિક્ષણ કેન્દ્ર 'ભાષા'ને જુવાન કાર્યકરસીં ચાલવાહાં. તેજગઢ જીસે બારીક ગાંવમાં, કોમ્પ્યુટર કદીં હેરેલ નીં હતાં તીસે આદિવાસી અન બિન આદિવાસી જુવાન બાંડગેંસા જબ્બર પ્રતિસાદ યે કેન્દ્રલા મીળનાહા. અન તે જ જુવાન આજ કોમ્પ્યુટર વર પુસ્તક બનવતા હુઇ ગેહેત. પદરને વિસ્તારના ભંડોળ ફળિયાના હિસાબ સાંભાળતા હુઇ ગેત. આદિવાસી અન કોમ્પ્યુટર યે દોની ગોઠી સપનમાં પન એક હારી ની ઇચારી શકનાર સમાજ સાટી યે જુવાન કાર્યકર અન શિખનારસી તેહને આત્મવિશ્વાસહૂન એક આદર્શપાઠ ઊભા કરી દીધા હા.

પદરના પૂડપાસલા ઉદ્યોગ, ધંધાલા વૈજ્ઞાનિક પદ્ધતિને જોરવર નવે નવે સાધન હારીં બંદ પાડનાર અંગ્રેજસે હારીં જે લાંબે સમય પાવત લડલા તે ફિરતા હિડતા સમાજલા અંગ્રેજસી છેવટ તેહલા મહાત કરી લીધા. મગ એક જાહેરનામાહૂન કાયીમ ને રીતિ ગુનેગાર ઠરવી દીધાત. પારધી, વડર, યેરાકુલા, સાંસી, છારા, વાઘરી,

ચામઠા, સબર જીસે યે થોડેક જાતિને ડોકીવર તેં યે જન્મજાત ગુનેગારના ડાંબ આઝાદ ભારતમાં પન મીટી ની શકનેલ અન તેહવર અત્યાચાર ના દોર ચાલુ જ આહા. ઈસે જાતિસે સામેને અન્યાય વિરુધ્ધ લડુલા, તીસાં જ તેહને હારી મદદના હાથ લાંબવું સાટી ભાષા કેન્દ્રનીં આગેવાની લીધી અન DNT RAG વિમુક્ત વિચરતી જાતિ હક્ક રક્ષણ સમિતિની સ્થાપના પોરદીસ જ હુઇ ગયં. અત્યાચારને થોડેક વિશિષ્ટ કેસમાં નિર્દોષ ઈસી વિમુક્ત વિચરતી જાતિની વ્યક્તિ સાહલા યોગ્ય ન્યાય મેળવી દેવને હારીં હારીં ઈસે વિવિધ સમાજલા ગોળા કરી તેહમાં સભાનતા લયુલા, તીસાંજ તે હારીં થોડાંક કલ્યાણકારી ઉપક્રમ ચાલુ કરુમાં ભાષાકેન્દ્રલા ચાંગલી સફળતા મીળનીહીં. અંગ્રેજીમાં 'બુધન' નાવનાં એક સામયિક ચાલવુને હારીં હારીં DNT RAG દ્વારા આતાં ગુજરાતી અન મરાઠીમાં પન બારીકલે પત્રિકા બાહેર પાડુમાં યેતે હે.

ઈસી પ્રવૃત્તિને હારી આદિવાસી ભાષા, કલા, ઈતિહાસ અન સંસ્કૃતિના સંશોધન-સંકલનના ઉદ્દેશ ભાષા કેન્દ્ર ભૂલનેલ નીહીં. ઉલ્ટા ઈસે અભ્યાસને સંદર્ભમાં એક ખૂબ જ મહત્વનાં પગલાં અથવા એક લાંબી ધાંવ (દોડ) ભાષાકેન્દ્ર ની ભરીહી. તેજગઢલા રાષ્ટ્રીય આદિવાસી અકાદમી ઊભી હુઇ રહની હીં. તેજગઢને સીમમાં દસ એકર જોડી જમીનના એક ટૂકડા સરકાર પાસુન મેળવુ સાટીં દોન વરીસનાં મોઠા પ્રયત્ન માગુન ભાષા કેન્દ્ર સફળ રહના અન ૧૮મી જૂન ૯૯ ના રોજ યે જમીનવર રાષ્ટ્રીય આદિવાસી અકાદમીના શિલાન્યાસ સમારંભ ગુજરાત રાજ્યના ગવર્નરને હાથી સંપન્ન હુયના. ૧૯મી ઓક્ટોબર - દશેરાને દિસ આદિવાસીસે મેળાને મદીં અકાદમીના પ્રારંભ હુયના, અન જાન્યુઆરી ૨૦૦૦ હૂન અકાદમીમાં ' Post Graduate Research Orientation Courses' ની શરૂઆત હુઇલ. આખે ભારતને કલાકાર-કારીગર સે હારી હારી આદિવાસીના સંદર્ભે ઈતિહાસ, નૃવંશશાસ્ત્ર, પુરાતત્વ, સ્થાપત્ય, ખેતી અન ગ્રામીણ તંત્રજ્ઞાન, ભાષા, સાહિત્ય, કળા, ડિઝાઈન, વિજ્ઞાન, વૈદક જીસાં કોડાંખાન શાસ્ત્રના અભ્યાસી - સંશોધક સાટીં ચી અકાદમી પદરના માહેર (મોસાળ) ગણાયજીલ. આદિવાસીને સંદર્ભમાં વાયલે - વાયલે સંસ્થામાં કામ કરુલા કા સરકારી ખાતામાં નોકરી કરુલા તૈયાર આદિવાસી સાહલા પન યે અકાદમીના કોર્સ ઉપેગી નીવડતીલ. પન તેને હારીંજ, ચી અકાદમી માત્ર ચોપડેસા અભ્યાસ અન સંશોધનની જ સંસ્થા નીહીં, પન જીવતા જાગતા આદિવાસીને હારીં રહી હન કામ કરનારી તેની પદરની સંસ્થા હવી. અઠેં આદિવાસી કલાકાર, ભગત, ખેડૂત, બાહેરહૂન ઈયેલ સંશોધક તજ્જ્ઞલા પદરની કળા, વિદ્યા અન ગોળા કરેલ - મેળવેલ જ્ઞાન તેહને સુંબુર ખોલી દાખવીલ. તેહલા શીખવીલ અન આદિવાસીનાં રોજને જીવન હારીં પન અકાદમીના અતુટ સંબંધ રહીલ. આતાં આતાંજ, યે વિસ્તારમાં વધી રહેલ ચોરી-લૂંટફાટ ને કારણી ભેવ પસરી ગે તે સંદર્ભમાં ભાષાની અઠલે ગાવની પોલીસ હારીં આદિવાસીસી રૂબરૂ ગોઠ કરુના કાર્યક્રમ રાખેલ તેમાં માત્ર ટોડીં જ દિયેલ આમંત્રણ વર યે વિસ્તારનાં લગભગ તીન હજાર જોડાક આદિવાસીસીં હાજરી દીધેલ. ચી ગોઠ ભાષા અન અકાદમીના આદિવાસીસે હારીના સંબંધના પુરાવા આહા. તીસાં જ દર વરીસ અકાદમીમાં જ તીર કામઠા હરિફાઇ અન આદિવાસી નૃત્ય મેળા પન રાખુલા આહાત.

આદિવાસી અકાદમીનાં બાંધકામ તજ્જ્ઞ આર્કિટેક્ટને દેખરેખમાં પણ પરિપૂર્ણ તઠલેજ આદિવાસીને રીતમાં અન આદિવાસી કારીગર વાની તેહની પરંપરાગત રીતિજ હુઇલ. અકાદમીને યે સંકુલમાં ગ્રંથાલય, સંગ્રહસ્થાન, કાર્યશાળા, વ્યાખ્યાન અન ચર્ચાસાટી જાગા, રહુનાં મકાન, ડોક્યુમેન્ટેશન સેન્ટર, પ્રિન્ટીંગ પ્રેસ, વિજ્ઞાનકેન્દ્ર જીસી જાતજાતની સુવિધા ઊભી હુઇલ. તેને હારીં જ અકાદમીને ચેવતેવ તે જાગામાં ખૂબ મોઠે સંખ્યામાં દેશી ઝાડાં વાહાડવુલા અન યે દરેક ઝાડલા એક એક આદિવાસી જાતિનાં કા આદિવાસી ભાષાનાં નામ દેવાયજીલ. ઈસાં, અઠેં એક જીવંત, ચેતનવંતા જનવન - ભાષાવન ખીલી ઉઠીલ અન તેને સાહીમાં આદિવાસી

અકાદમી ચાંગલી મોઠી વાહડીલ.

જે જમીનવર આદિવાસી અકાદમી ઊભી હુઈ રહનીહી તે વિસ્તારમાં ફિરતાં એક દિસ ડૉ. દેવી અન વિદ્યાર્થી- કાર્યકર સાહલા માટીને બાસનનાં એક ટૂકડા મીળના. નવાઈ લાગતાં યો ટૂકડા તેહીં જાનકારલા દાખવા ત̄ યો ટુકડા ખૂબ પ્રાચીન કાળના - જૂને જમાનાના આહા ઇસા તારણ મીળનાં. મગ ત̄ પુરાતત્વવિદ્સી એક ટીમ અઠ જરાક પાયાનાં સંશોધન ચાલવાં ત̄ તેજગઢને પાઠી માંગલે કોરજને ડોંગોરવર ચઢતાં એક મોઠે દગડની દીવાલ મીળી આની અન તેહૂન વિશેષ ત̄ ડોંગોરને આંત મોઠે પ્રમાણમાં -વિસ્તારમાં પસરેલ જમીનહૂન થોડેક હાથને આંત માટીને બાસનાંસા થોડાંક અવશેષ મીળી આનાત. તેવરહૂન યે વિસ્તારમાં ખૂબ પ્રાચીન કાળહૂન માનુસ વસના હવા ઈસા અંદાજ બાંધી શકાય જ̄ હ̄. યે સંદર્ભમાં ઊંડાણપૂર્વક સંશોધન આતાં ચાલી રહનાહાં. પન હોડાંક ત̄ ચોક્કસ કા યે પ્રાચીન વસાહતહૂન લીહન આજને અઠલે આદિવાસી વસતિઘર એક સળંગ પરંપરાના તાગ મીળુની શક્યતા દેખાય જ̄ હ̄.

આદિવાસી સંસ્કૃતિ, ભાષા, ઇતિહાસ, સમાજજીવન યે અખેની યી ચળવળ ભાષાકેન્દ્રની આપલે અખે સે સહકારહૂન હાથ ધરી હી. તેમાંહૂન મોઠે પ્રમાણમાં સાહિત્ય, સંશોધનની માહિતી મીળુલા આહા. યી અખાં આદિવાસી અન વાયલે લોક ઘર અલગ અલગ રૂપમાં પોહચુની જરૂર આહા. કાહા કા તે વાનીં જ સમાજમાં પરિવર્તન લયુલા શક્ય બનુલા આહા. તે સાટી તેનાં પ્રકાશન કરુલા જરૂરી આહા. તેનાં યોગ્ય વિતરણ હુયુલા પાહાય જ. આતાં ભારતમાં જે પ્રકાશન સંસ્થા આહાત તે યે સંદર્ભમાં મદદરૂપ હુયતીલ પન ખરે, પન યીં કામ પૂર્ણપણે એક ચળવળને રીતિ યે સંસ્થા ઉપાડી લેતીલજ ઇસાં સાંગી શકાય જ̄ નીહીં, તાહાં ભાષા કેન્દ્રની પૂર્ણ સમાજ પરિવર્તન સાટીં આદિવાસી ભાષા, ઇતિહાસ, સંસ્કૃતિની માહિતી ગોળા કરી વાયલે વાયલે સ્તરને લોકાંઘર પહોંચવુ સાટીં પદરનીં જ પ્રકાશન સંસ્થા ચાલુ કરુનાં નિર્ણય કે અન તે રીતિં પગલાં પન ભરાંત. ૨૪મી સપ્ટેમ્બરને રોજ યે વિષયમાં જાણકારસી એક મિટીંગ વડોદરાલા બોલવેલ. થોડે સમયમાં જ ભાષા પ્રકાશન પૂર્ણરૂપી કાર્યરત હુઇલ. એક રીતિ હેરતાં ઢોલ નીં જ યે પ્રકાશન સંસ્થાના પાયા ટાકા હા.

આદિવાસીસી સમૃધ્ધ પ્રાચીન પરંપરાના અભિમાન કેળવુમાં તેને વર્તમાન હારી ડોળા લાવી લીજન ત̄ તેનાં કાંહી અર્થ નીં રહ̄. આજના મોઠે ભાગના આદિવાસી જંગલમાં રાનમાં, વસતિમાં, ગાંવમાં નિરાશ હુઇ બીસનાહા. ગાંવમાં બેસ પીક̄ નીહીં. કમાઇ નીહીં, તેવાંની તેનાં પોટ ભર̄ નીહીં તીસે સ્થિતિમાં તો શાહાર કડ̄ જાઇ રહના હા. શાહારના રસ્તા અન ઊચે ઊચે વૈભવી ઇમારત ને બાંધકામ વર માલના ભાર ઉખલ̄ હ̄. દગડા ફોડી, પરદનાં શરીર ઇકી રહનાહા. અન રાતના રસ્તાને બાજુમાં કચરા પેટીને હારી પડી રહ̄ હ̄. ઇસે આદિવાસીને સુંબુર સંસ્કૃતિની ગોઠે ચાલવુલા ત̄ બકવાસ જ સાંગાય જ̄. પન તેને હારીં જરાક ગોઠ કરતાં જણાય જ હ કા પાઠી માગ̄ ટાકી ઇયેલ તેહના વારસા આખું તેનેમાં જીવંત આહા, ઘબક̄ હ̄. જરાક નિરાંત મિળતાં કનેહી નિમિત્તે ગાંવ કડ̄, પદરને વાતાવરણ કડ̄ જાનાર યો આદિવાસી વાસ્તવમાં આઠ નવ મહિના ખૂબ જ કઠીન, અડધા ગુલામ જીસી જિંદગી જગ̄ હ̄.

ફક્ત વડોદરામાં જ ૬૦ થી ૭૦ હજાર જીસા આદિવાસી મંજરીલા યેતાહા. તેમાહૂન બુહૂસા ત̄ પદરને મૂળ વતન હારીનાં સંબંધ લગભગ કાપાયજી ગેહે. અન શાહારમાં તેહનાં કનાહી સ્થાન જ નીહીં. થોડાક વાયલા આદિવાસી મોસમ પ્રમાણી વાયલે જાગ̄ જાનાર લીટકાં સે ગત પદરને મૂળ ગાંવમાં કા વતનમાં જાઇ હન અમુક સમય મગ આખુન શાહારમાં માગાંજ યેતાહાં. યેમાંથલા કોનીં જ શાહારના રહેવાસી ને રીતિ વળખાય જ̄ નીહીં અન તાહાં શાહારને રાજકીય, સાંસ્કૃતિક જીવનમાં ત̄ ઠીક, પન શાહારને આયોજનમાં પન તેહનાં કઠ̄ હી સ્થાન નીં આહા. યે

બાબતમાં કાંહી કરુને ઉદ્દેશહૂન વડોદરા શાહારને થોડાંક સક્રિય મિત્રસે મદદહૂન ભાષા કેન્દ્રની ચોતરા કાર્યક્રમ હાથવર લીધા હા. વડોદરા શાહારમાં વસનાર આદિવાસીલા ગોળા કરી, તેહલા બોલતા કરુંની, તેહલા વાચા દેવ સાટીં તેહના પ્રશ્નના નિકાસ કરુ સાટીં તીસાં જ તેહનાં ભૂલાઇ ગયેલ ભાવવિશ્વ માગાં જ મેળવી દેવના યે પ્રયત્નલા ચાંગલા પ્રતિસાદ મીળી રહના હા.

યે અખી બાબતના વિસ્તારપૂર્વક અહ઼ સાંગુના આશય હોડા જ આહા કા તેમાંથલાં થોડાક કાર્યક્રમ ખાસ સ્થાનિક સ્તરવર યોજી શકાય જ઼, તેવર અમલ કરી શકાય જ઼ તીસા આહાત. આદિવાસીસે જીવનમાં આમૂલ પરિવર્તન લયુ સાટીં અન તીં પન તેહનાં મૂળાં તેહને જ જમીનમાં ચાંગલા જકડેલ રાખી હન, બુહુ જાગાવર ઇસા પ્રયત્ન ચાલુ કરુલા પડતીલ. વાયલે વાયલે આદિવાસી વિસ્તારમાં પ્રદેશમાં ઇસાં કાર્યક્રમ તઠલે જ સ્થાનિક આદિવાસી કાર્યકર્તાસી હાથ ધરવા. 'ચોતરો' અન 'સંચય સમૂહ' જ઼ ગાંવી ગાંવ, શાહાર શાહારમાં ચાલુ હુઇતલ ત઼ તેહનાં સામાજિક પરિવર્તનના કેન્દ્ર બની રહતીલ. તે જાગાવર મોહર જણાવા તે મુજબ આદિવાસી પદરલા વધારી સમક્ષ અન સ્વાવલંબી બનવી શકીલ.

ઓગસ્ટ ૧૯૯૮ ના ઢોલના અંકમાં ડો. ગણેશ દેવીનીં લિખેલ હતા, "ભાષા કેન્દ્ર માત્ર વડોદરા કા તેજગઢ સ્થળે કામ કરનાર એક સંસ્થા ની મીળ઼.... ભારતભરના અગણિત એવા કાર્યકરના મનમાં આદિવાસી પ્રજાને માટે જીં હેત આહા, જી લાગણી આહા, તીંજ અન તઠ઼ તઠ઼ ભાષા કેન્દ્ર આહા. ઇં કેન્દ્ર એક નવા વિચાર આહા. નવી ચળવળ આહા. ઢોલના સંપાદક, તેમાં લખનારા, તેલા વાંચનાર, બધાજ એ ચળવળના કાર્યકર્તા આહાત. એ બધાજ કાર્યકર્તાના સંઘ તીં જ ભાષા કેન્દ્ર, હન ઢોલ તીં બધાનાં મનોગત". યીં વાતને ધેનમાં રાખીને પોતપોતાને જાગાવર યે કામમા જોડાઈ જવા આમું તુમાલા હાકલ કરાહાંવ. તે દ્વારા સદીસે પૂડ઼હૂન ચાલી ઇયેલ અત્યાચાર અન્યાય અન ઉપેક્ષાના સામના કરતાં કરતાં પદરની વાચા પન ગુમાવી બીસેલ આદિવાસીલા જ઼ પદરના અવાજ અન વળખાણ માગાંજ મીળી જાલ ત઼ ભાષાલા પદરનાં નાંવ સાર્થક હુયનાં ઇસાં લાગીલ.

o

# ઝાબુઆ જિલાનો ઝુઝાર આદિવાસી...

*ઘનશ્યામ ગઢવી અમદાવાદમા કામ કરે હે પેન તેહની મધ્યપ્રદેશના ભીલમાં બહુ કામ કીયેલ હે. તેહની દવાડેલ યીં ગીત અઠે ગુજરાતીમાંજ દીધા હાં.*

ઝાબુઆ જિલાનો ઝુઝાર આદિવાસી...
લૂંટફાટ વેર જૂનાં ! દારુ અને દેકારા,
અનર્થ ખૂન ખરાબી ખૂંખાર આદિવાસી !

તિરકામઠું ને ભાલો કો ધારીયું કટારી
ગોફણ ગીલોલ પત્થર તરવાર આદિવાસી !

હોહો કરીને ધૂણે બેસીને કોઇ ખૂણે
છે આંધળી શ્રદ્ધાનો અવતાર આદિવાસી !

માથે રંગીન પટ્ટી, ગાલેને ભાલે છુંદણાં,
કેડે ઘુઘરીયો ઘમકે શણગાર આદિવાસી !

જૂની લંગોટી બદલે ઊડાવે માંસ લોચા
ઢીંચે શરાબ નાચે તહેવાર આદિવાસી !

જે રીતે કશુંયે ન ચાલવાનો સંભવ
એ રીતે ચલાવે સંસાર આદિવાસી !

માં હિંદનો પનોતો કુમાર આદિવાસી
આખા જગતનો લાગે ઉતાર આદિવાસી !

લઇ લે તો જીવ લઇ લે ભેંકાર આદિવાસી
દઇ દે તો શીશ દઇ દે દિલદાર આદિવાસી !

સરકારની દયા છે, જંગલ ઉપર છે પહેરા
ભટકી રહ્યો છે ભૂખ્યો બેકાર આદિવાસી !

સરકાર ને શરમ એ બન્ને વિરોધી તત્ત્વો
ઉપચાર વિણ કણસતો બીમાર આદિવાસી !

દે વ્યાજ ઉંધી કાંધે, બેઠા દલાલ ખાંધે
કલ્પી શકેજ ક્યાંથી ઉદ્ધાર આદિવાસી !

છે પ્રેમ નિખાલસતા, છે અણસમજ ગુલામી
શિકારી ખુદ થયો છે શિકાર આદિવાસી !

ત્યાં છાનું છાનું રોઇ આકાશ સામું જોઇ
કોને કરી રહ્યો છે પોકાર આદિવાસી !

એ પણ કશું ન સમજે, એને કોઇ ન સમજે
કોનો અહીં એ માને આભાર આદિવાસી !
જે દી' પ્રગટશે જ્વાળા બ્રહ્માંડ ભડકે બળશે
ધુંધવાઇ બહુ રહ્યો છે અંગાર આદિવાસી !

ઘનશ્યામ ગઢવી
સુવિક કોમ્યુનીકેશન્સ, અમદાવાદ

# ભીલ : એક વિશ્લેષણ

નગીન રાઠવા

## ભીલસી ઉત્પત્તિ

ભીલસે ઉત્પત્તિ વિષે તે કાંહી ચોક્કસ સાંગી શકાય જ઼ નીહીં. કાહા કા તી ખૂબ પ્રાચીન જાતિ આહા. અન તે માગુન ઈયેલ અનેક જાતિસે સંપર્કમાં તે વારંવાર આનાત. તાહાં તેહમાં ઉમેરા હુયત રહના. તાહાં ભીલ નાવહૂન વળખાયનાર આખે જ જૂથમાં એક સમાન તત્વ કા ગુણ હેરુલા મિળે નીહીં. યે ભીલ સાહમાં કની હીં સમાનતા હેરુલા ની મિળ.

ભીલ શબ્દ મૂળ દ્રવિડ ભાષાને "Bille" માંહૂન ઉતરી આનાહા. ભીલ પ્રાચીન કાળહૂન પદરને હારી તીર કામઠાં રાખત આનાહાત. બીલ ના અર્થ બાણ હુયે હૅ. જેના અર્થ કાપુલા ઈસા હુયે હૅ. તાહાં તે શબ્દના અપભ્રંશ હુયતાં ભીલ હુયના હવા. માત્ર નાવને આધાર વર તેહના ઈતિહાસ હેરજન તે કોની તામિલ સાહિત્યમાં ત કોની સંસ્કૃત સાહિત્ય હારીં જોડતાહા. યે અખેને આધારવર હોડાંક તે સાંગી શકાય જ઼ કાય યેહી પૃથ્વીવર પૂડ઼ પાસુન વસવાટ કે હવા ઈસાં માની શકાય જે. ગુજરાતને ઈતિહાસમાં તેહના થોડાક ઉલ્લેખ વાચુલા મિળે હૅ. તે પ્રમાણી રાજપુતર અન મુસલમાનરાજાસી ભીલસી મદદ લીદેલ. તાહાં તેહનાં સામાજિક સંબંધ પન બાંધાયના હવાત. ભીલસી પદરને અસ્તિત્વ સાટીં પૂડ઼ રાજપૂત મગ મુસલમાન અન મગ અંગ્રેજ સરકાર સામે માથા ઉચલલા.

ગુજરાતમાં મુસલમાનસા આક્રમણ હુયના તાહાં રેવાકાઠ મુસ્લીમ હકુમત હેઠળ આનાં અન ચાંપાનેર મહમદ બેગડાને હાથમાં આનાં. તહૂન તે સત્તરમી સદી ઘર સતત સંઘર્ષ હુયના. યે અરસામાં નર્મદાને દક્ષિણમાં મોઠે પાયાવર ભીલ મુસલમાન હુયનાત. ગુજરાતને ઇડર રાજ્યમાં રાજગાદીવર બીસતે વખત ભીલ પાસીં રાજતિલક કરુના બાપારાવળને સમય હૂન રિવાજ પડેલ દેખાય જ઼હૅ. મહારાષ્ટ્રમાં તડવી ભીલ મુસ્લીમ ધર્મ પાળતા દેખાયનાહા યીં તેહને સંપર્ક ના પરિણામ આહા.

## રહેઠાણ વ્યવસ્થા

ભીલ છુટા છવાયા વસતાહા. તેહી ખેતરમાં ઘર-ઝોપડાં રહુ સાટીં બાંધાં હાંત. તે ઘરની જવાબદારી આખેસી રહઁ હૅ પન જ઼ દોન તીન ભાવુસ હવાત તે તે આજુબાજુને ખેતરમાંજ રહતાહા અન ઈસાં તઠ઼ ઘરાસા સમૂહ રચાય જ હ. ભીલસાં ઘર પન તેહને ખેતરમાંજ રહતાહાં. પોસા મોઠલા વાહાડનાત અન વાયલા હુયના તે તે ખેતરમાં જ વાયલાં ઝોપડાં બાંધતા હા. ઈસા એક જ કુળના કુટુંબી રાહતાહાં તીસાં ચાર છ ઝોપડાંસા ઝુમખા હેરુલા મિળે હૅ. તેને આજુબાજુ તેહનાં ખેતર રહતા હાં. સામાન્યરીતિ હેરજન તે એક બાહાસના દોન પોસાસી ખેતી એક જ રહઁ હૅ. તાહાં તેહના રહેઠાણ માત્ર અલગ ચુલાવાળા ઘર સાંગી શકાય જ઼.

ઈસા તેહનાં રહેઠાણ વ્યવસ્થા એક સામાજિક સંગઠન રચેં હૅ. એક જ બાહાસને માલકીને ખેતરમાં એક

જ હારીં ઘર બાંધી સમૂહમાં રહતાહા. સામાન્યતઃ દરેક ગાંવમાં ઇસાં સમૂહવાળા ઘરાં લગભગ પાંચથી આઠને સંખ્યામાં રહતા હાં. કઠેએક એક જ વંશના કા શાખાના ઘરાં પન મિળી ચેતાહા.

## ઘરની બાંધણી

સામાન્યરીતે ઘર માટી, વાંસ, તોરીનાં સાટા માહૂન બાંધતાહાં. ઘરમાં એક વસરી રહેં હેં. ઘરને આંગનસી ઢોરાં બાંધુલા લાકડાનાં બાંદેલ આખોર રહેં હેં. ઘર કવલાં કા પોળોસ અન સાગને પાનાવાની ઝાકતાહાં. ઘરમાં ચૂલા, ઘરટી, તવલી, કઢાઇ, ચપ્પુ, તાંબડી. સુપડાં, ટાટકી વાંસના બનવેલ ડાલખા ડાલખી હેરુલા મિળેં હેં. ઘરને બાહેર માટીને ઘાઘરમાં પાની ભરી થવતાહાં. ડવલી પાની પેવમાં ઉપેગમાં લેવાય જેં હેં. ઘરમાં દૂધ ઘી થવુલા શીકાં, ડબલાં, કોઠી ખૂણામાં હેરુલા મિળેં હેં. તલવાર, ભાલા, બંદુક, તીર, કામઠાં, માસાઘરુની જાળ (શોકે) તેમજ વાંસના બનવેલ અન ટાંગેલ હેરુલા મિળેં હેં. ખાટલા, ચલમ, દારૂની શીશી, કાપેલ લાકડાં પન રહતાહાં. ઘર બાંધુલા સગાવાળાં, ભાયબંધુ, કુળવાળાં, ફળિયાવાળાં, ગાંવવાળા મદદ કરતાહાં.

ભીલ તેહનાં રક્ષણ સાટી તીરકામઠાં હારી રાખતાહાં પન તીં કોનાલા મારુ સાટીં નીહીં પન પદરને ઘરના રક્ષણ કરુલા અન ખેતરને રક્ષણ સાટી રાખતા હાં. ઇસાં, ભીલ ખાસતેં તીરકામઠાનાં ઉપેગ વધારે કરતાહાં.

## ભીલસા પહેરવેશ

ભીલમાં ગોહો પાતળ કપડાં પોવેંહેં. આંટાવાળાં ઘવળાં ફાળેં બાંધેં હેં, જેમાં ડોકીના મદીનાં ભાગ ટાલવાળા ઉઘડાજ રહેં હેં.આંગવર ખમીસ, તેવર કાળે રંગની અન ઘવળે સિલાઇ ને દોરાની ડિઝાઇન પાડેલ બંડી અન નીચે પૂડેંપાસુન ચાલી ઇચેલ રીતના ધોતીર-પોતડી પોવેં હેં. જી તેહની બાહેરની વળખની નિશાની આહા. રૂપાનાં દાગીનામાં હાથમાં ચેળા, કડાં, કંબરલા કંદોરા, ખમીસને બટનવર સાકળ, વીંટી જીસાં દાગીનાં પોવતાહાં.

બાયકાસે પહેરવેશમાં મોઠે ઘેરના ઘાઘરા, ફડકી પોવતેહે. ઘાઘરાલા નાદડાં સાંગતાહા. જેમાં આંબાને ભાતની ડિઝાઇન રહેં હેં. યો ઘાઘરા (ચણિયા) તેહનાં મુખ્ય વસ્ત્ર આહા, જેના ઘેરાવ બેસ અન મોઠા હવા. તો ચણિયા પોવુની તેહની વિશિષ્ટ પદ્ધતિ આહા. જેમાં પાઠીમાગલા ભાગના નીચા છેડા લી હન દોન પાયને મદીહૂન કાસટા લી હન મોહરેં ખોસી દેતાહા. તાહાં દોન પાય અલગ હુઇ જાતાહાં. તેહનાં વાયલાં વાયલાં ઘરેણાં જીસાંકાં કડાં, બાંગડે, મેલાં, હાંસડી, સાકળા, તોડા, વીંટી, નંગ જીસા હેરુલા મિળતાહાં.

બારીકલાં પોસાં સાધારણ રીતિ ઉઘડલાંજ હિડતાહાં. જરાક મોઠલાં વાહાડનાંત કા લંગટી પોવતાહા. પોસે ફડકે અન ડગલે પોવતેહે. નવી નવરી લાલરંગનાં કુંકુ સેથામાં પૂરેં હેં. તી તેની બાહેરની વળખ - ખાસ નિશાની આહા. બાયકા ગોંદતે હેં અન ડોકી પન ઇચરતેહે.

## ભીલસા ખોરાક

ભીલ ખોરાકમાં મકઇ, કોદરા, બંટી, હામલા, ચના, ઉડીદ, જવાર, તોર, ચોખના ખાતાહાં. ગાય, દોબોડ, બોકડેનાં દુધ, તૂપ, દહીં ખાતાહાં. ભેકર, સસા, કોબડાં, લાવરા, હોલાં, તીતુર, માસાં ખાતાહાં. શાકભાજી અન કાંદમૂળના ઉપેગ કરતાહાં. ચાય, તંબાકુ, બીડી, હુક્કા પેતાહાં. દારૂના છૂટથી ઉપયોગ કરતાહાં. ભીલમાં 'હરો' પેવલા મજે સગાઇ કરુલા ઇસા અર્થ હુયેં હેં. (જીસાં આપલે પેન પેલવા ઇસાં સાંગ જેં હન.) સામાજિક ધાર્મિક વિધિમાં દારૂના મહત્વ નારેળ જોડાક જ આહા. ભીલમાં દરેક કામની શરૂઆત દારૂની શાક

પાડી હન જ કરતાહાં. સગાઇ કરવી, લગીન કરવા, પેન ભરવી ચી અખી જ રીત ભૂમિકારૂપી સગાઇ જોડુની તથા ધાર્મિક વિધિની આહા તાહાં ભીલમાં હરો (દારૂ) ના આજ પન છુટકારા હુયનેલ નીહીં.

ભીલમાં માન્યતા આહા કા સગાઇની ના પાડજન તં દારૂ છોડજન પન ચીં તં ચોક્કસ આહા કા સગાઇ તં તોડી જ નીં શકાયં, નીહીં તં જીવન વ્યવહાર ચાલં જ નીહીં. તાહાં ભીલ આજ પન દારૂ છોડત નીહીં. દારૂલા ભીલ તેહને જીવન અન સંસ્કૃતિ હારીં સાંકળી લીના હાત.

## દૈનિક જીવન

ભીલ સમાજમાં સકાળને કદવજ ઉઠીહન સાસુસ કા જૂની ઉહુસ ઘરટીવર અન્ન દળુલા લાગી જાહા. તેહનાં રોજનાં પીઠ રોજલા દળી લેવના રિવાજ આહા. મગ સેન ટાકી પાની ભરુલા જાતેહે. રોજને જીવનમાં વહુસ દોન દા ઘરટી માંડં હં. સકાળના કસાળને ભાકરી વાટા અન ચેળચને ભાકરી સાંટી દુહપાર માગુન, ઇસાં રોજનાં ખાવલાં સાટીં રોજ દળતાહાં. ઘરને કામમાં ગોહો કરતાં બાયકોને ભાગમાં વધારી કામ ચેહે. તાહાં બાયકોલા બુહું ટાઇમ નીં મિળં. ખેતમાં નીદુલા, કાપુલા, ઢોરાં સાહલા ચાર કાપુલા, ભાનસ સાટીં ફાટે લચુલા ભાનસ બનવુલા પોસાંસી સંભાળ રાખુલા અન શેતમાં ગોહોલા ભાકર દેવલા જાવના જીસાં કામ કરં હં.

ગોહો કદવજ ઉઠી હન બઇલ અન ઢોરાં સાહલા ચાર ટાકં હં. દાતવન કરી ટોંડ ધાવી, આવુત અન બઇલ લી હન સકાળના નાસ્તા કરી શેતમાં જાહાં અન એળચને માગાં જ ચેહે. ભીલ પોસાં વજ ઉઠતાહાં ટોંડ ધવી સેળાં ખાઇ ઢોરાં લીહન રાનમાં ચારુલા નીંગી જાતાહાં. મોઠલાં પોસાં આઇસ-બાહાસલા ખેતીને કામમાં મદદ કરતાહાં. ઇસાં રોજને જીવનમાં વયજૂથ પ્રમાણી અન લીંગ પ્રમાણી કામનાં વિભાજન હુયેલ હેરુલા મિળં હં .

## ભીલલા ક્રૂર અન ઘાતકી માનતાહાં

ભીલલા ક્રૂર અન ઘાતકી ગણવામાં આનાહાત. પન ઇસાં માનુની જરૂર નીહીં. ભીલ તેહને રક્ષણ સાટીં તીર કામઠાં કા તલવાર રાખતાહાં તાહાં તે ચોર આહાત ઇસા શંકા રાખી હન પોલીસ પકડી હન તેહલા માર મારી હન પૂરી દેતાહા. પન હકીકતમાં ઇસાં ની આહા. ભીલ તીર કામઠાં તં તેહના મુખ્ય હથિયારને રીતિ હારીં રાખતાહાં. તે કદી પન છોડત નીહીં, તેહલા હારીંજ રાખતાહા.

જે લોક તેહવર શંકા -વહેમ રાખતાહા તીં ખોટાં આહા. તેહનાં ઊંડાણપૂર્વક વિચાર કરૂલા પાહાચ જં. પહેલા તેહીં આપલે દેશલા સ્વતંત્ર કરુલા ખૂબ મહેનત કરેલ. દેશને આઝાદીમાં તેહના ફાળા મોઠા આહા. તેહને શક્તિવર આપલા દેશ આગળ આનાહા. તેહીં અંગ્રેજ સે હારી તીર કામઠાંવાની લડી હન આપલે ચે ભારત દેશલા આઝાદ કરુમાં ચોગદાન દીધા. જેહી ચે દેશ સાટી હોડાં બલિદાન દીધાં તે આજ કીસાક કરી હન ચોર ડાકુ બની ગેત ? આજ આપલે દેશલા ટકાવી રાખુલા કામ તે કરતાહા. કાહા કા ખેતીને કામમાં સખત મહેનત કરી, ઘરતી ખેડી, અનાજ પુરાં પાડુનાં કામ કરતાહાં. તં આજ આપલે જીં ખાયજં હન, તેહનાંજ બગાડુલા તીં કોડાંક ખરાબ ગણાય જં. આજ તેહલા જગુના કોઇ અધિકાર નીહીં ? તેહ સાટીં સરકારની લાભ-ચોજના અન ઉદ્યોગ વિકાસના કામ કેહેંત પન ચો લાભ તેહઘર પહોંચં નીહીં, મદીનાં લોક જ ખાઇ જાતાહા.

## સમસ્યા

આદિવાસી ભીલ સમાજમાં શિક્ષણનાં પ્રમાણ વસાં આહા. તાહાં તેહલા ડગલે ને પગલે નુકશાન હુયં હં.

બસમાં તેહપાસુન ભાડામાં વધારી પૈસા લેતાહાં, સરકારી દવાખાનામાં મફત સારવાર દેવના રિવાજ આહા પન તેહલા સારવાર મિળ નીહીં. તેહપાસી અમુક ફી લેતાહા. તેને કારણ શિક્ષણનાં પ્રમાણ ઓછાં તીં આહા. પોલીસ તેહલા ગુનેગાર ગણી ધરી લી જાહાં. દુસરેની ગુના કે હવા તરી પન તેહલા ઝોડીમારી ગુના કબુલ કરવતાહાં.

યો સમાજ નીં રહતા તં દેશ ટીકતાજ નીહીં. તેના કારણ યી આહા કા તે અન્ન પીકવી હન ઈકી દેતાહા અન પદરનાં પોટ ભરતાહાં. યો સમાજ ઈસા આહા કા પદર ભૂખં મરી હન દુસરેલા ખાવાડતાહા. તાહાં તે ગરીબ આહાત. યો સમાજ માત્ર આકાશને વરસાદ વરજ ખેતી કર હ તાહાં તે પાવુસ પુરતા જ ગાંવમાં રહતાહા અન વરીસનાં અન્ન પીકવી હન તેલાં ખાવવાટા લીહન બાહેર મંજરીલા ચાલી નીંગતાહા. આપલે જે પાકી સડક, મકાન, મોઠલે, મોઠલે બિલ્ડિંગ હેરજં હન તે યેહને પરસેવા હૂન બનેલ આહાત.

જેહને પરસેવાની યે બિલ્ડિંગ બનતે હે તેના માલિક માગુન તેહલા તઠં ઊભા પન ની રહું દે, કાહા આપલે જેનાં ખાય જં હન તેલા જ ભૂલી જાય જં હન ? યીં તં મોઠાં પાપ આહા. તેહલા કીસાંક કરી ભૂલી જાંવ ? આપલે વિચાર કરુલા પાહાય જ કા, જો સમાજ ખેતી કરં હં, તો જ ભૂકં મરં હં. યે સમાજમાં દરેક પ્રકારની આવડત આહા. તેહમાં અનેક પ્રકારની કલા આહા તી કલા સુકાયજી ગઈ, કેવ ગઈ? તેના કારણ આહા કા યેહને કલાની કદર, કલાના વિકાસ કરું સાટી યોગ્ય દામ જો મીળુલા પાહાય જં તો મીળેલ નીહીં તાહાં સુકાઈ ગઈ. સરકાર યેહ સાટી વરીસલા અનેક ઉદ્યોગ ઊભા કરં હં. પન યેના લાભ તેહઘર જા નીહીં. યોગ્ય પ્રમાણમાં પાણી, વીજળીની વ્યવસ્થા પન નીહીં મગ તે કીસાક કરી મોહરં યેતી. તેહલા ઈસા અન્યાય નીં હુયં તેની જવાબદારી માત્ર તેહની જ નીહીં અખે ભારતવાસી સી આહા.

આજ આપલે દેશલા આઝાદ હુયેલના ૫૦ વરસા હુયનાંત, પન આઝાદી તં શહેરમાં આહા, ગાંમડામાં કેવ આઝાદી ? ગાંવ તં બેકાર અન અખે રીતિ પછાત આહાત. તેના સાટી જવાબદાર આપલાં રાજકારણ આહા. અંગ્રેજસે જમાનામાં ગરીબલોક હસ્તકલા કારીગીરી અન અન્ય કામ કરત તં તેહના હાથ કાપી અન કાળી મજુરી કરુલા લાવાત. યે ગરીબ સે નસીબમાં ઈસાંજ લિખેલ હવાં તં તે કીસાંક કરી હન વર યેતી. ઈસીજ હાલત ગાંવસી આહા. તેહલા વાટા સરકાર અનેક ઉપાય કરં હં, પૈસા પાનીને ગત વહાવં હં. પન ગાંવઘર યેતાં તં નયનાં પાની સુકાયજી જાહા. યી નયના પાની કઠં સુકાયજી જાહાં તી તપાસ કરતનીહી. આપલે જી ઝાડ રોપ જં હન તી ફળ દે તાંવઘર તેને ઉછેરની જવાબદારી અધિકારીસી આહા. તીં તે કાહાં ની કરત ?

o

# સાતપુડાના ભીલ

સુભાષ પાવરા

નંદુરબાર જિલ્હાને ઉત્તરમાં સાતપુડાને ડોંગોરાંમાં ભીલ સા પ્રદેશ પસરેલ આહા. યે ડોંગરામાં કોડેખાન બારીક મોઠલે નય વહતે હે, પન મુખ્ય તૅ તાપી અન નર્મદા. નયને કોતરમાં અન આજુબાજુને પ્રદેશલા ભીલ પ્રદેશ તરીકે વળખતાહાં. ઉત્તરમાં મધ્યપ્રદેશ, પશ્ચિમમાં ગુજરાત રાજ્ય, પૂર્વમાં જળગાંવ જિલ્હા તીસાજ દક્ષિણમાં ધૂળે જિલ્હા આહા.

સાતપુડાને જંગલ વિસ્તારમાં, ડોંગોર પ્રદેશમાં નર્મદાને કોતરમાં અક્રાણી અન અક્કલકુવા તાલુકાના પ્રદેશ પસરેલ આહા. તાપીને કોતરના પટ્ટા તેમાં નંદુરબાર, શહાદા, શિરપુર, શિંદખેડા, તળોદા તાલુકા તીસાજ અક્કલકુવાના થોડાક પ્રદેશ સમાવેલ આહા. યેમાં નર્મદાને ખીણ માથલા તીન અન ચાર ભાગને આદિવાસીસા પન વિચાર કેહે. યે વિસ્તારમાં ભીલ, પાવરા, તડવી, પાડવી, ગવાલ, તોંડે, પરમાર, ખ્રિસ્તી જીસે જનજાતિસા સમાવેશ હુયં હૅ. અઠલા ભીલ 'મથવાડી' ભીલ તરીકે વળખાયતાહા. પૂડૅ મથવાડ યીં સંસ્થાનાં નાંવ હતાં. અઠલા ભીલ અન પાવરા સમાજ મૂળ પાવાગઢહૂન આનાહાત, ઇસાં લોક માનતા હાં. ભીલ પાવરા જમાતના લોક ઉંચા ખડતલ અન ગોરા રહતા હાત. યે લોક વ્યવહારુ અન મેહનતુ આહાત અન ખેતી કરતા હાત. તેહના મૂખ્ય વ્યવસાય ખેતી અન ખેત મજૂરી આહા. હારીં વ્યવસાયને રીતિ તે ઢોર રાખતા હાંત. તે કુદરતને દેવાંસી પૂજા કરતા હાંત. તેહના મુખ્ય સન દિવાળી, હોળી, ઇંદલ અન ગુવારા આહાત.

યે આદિવાસી સમાજની તેહની અલગ થોડીક પરંપરા આહા. અલગ સંસ્કૃતિ આહા. તે પ્રકૃતિવાદી આહાત. કુદરતને દરેક વસ્તુમાં શક્તિ સમાયજેલ આહા અન તેનાં માનુસને જીવનવર બેસ કા વાઇટ અસર હુયઁ હૅ, ઇસાં તે માનતાહાત. તેહની સંસ્કૃતિ એકદમ સરળ આહા. જીં કાહી મીળૅ હૅ તેમાહૂનજ તે તેહના તહેવાર, સન, રીતરિવાજ ઉજવતાહાત. તેહને તહેવારની વિશેષતા યી આહા કા તે અખામીળીન ઉજવતા હાત. તહેવાર-ઉત્સવને નિમિત્તલા અખાં ગાંવ ગોળા હુયઁ હૅ અન ઉત્સવ ઉજવતાહાત. ઇસે પ્રસંગી નાચગાનના કાર્યક્રમ ખાસ હુયઁ હૅ.

જંગલહૂન સહજ મીળી રહૅ તીસી અન્ન સામગ્રીવર તે આધાર રાખતા હાત. આતાં થોડેક પ્રમાણમાં આધુનિક તંત્રજ્ઞાન હારીં તેહના સંબંધ યેવલા લાગનાહા. તે ભનુલા લાગનાત. થોડેક વિસ્તારસાહમાં પાનીના પંપ, વીજળી, પાકી સડક, જીસી સુવિધા આતાં હુયની હી. થોડેક આંતલે વિસ્તારમાં આજુ પન કનેહી પ્રકારની સુવિધા ઉપલબ્ધ નીં આહા.

યે આદિવાસીમાં દહેજ મજે કન્યા વિક્રય, ઘરજમાઈ, પુનર્લગ્ન, વિધવાવિવાહ, બહુપત્નીત્વ જીસે પ્રથા પ્રચલિત આહાત. અગિનડાઘ અન ભૂંયડાઘ યે દોની રિવાજ આહાત. બાયકા ચાંદીને સિક્કાના હાર ગળામાં પોવતે હે. તીસાંજ હાસડી, કડાં, પાયમાં તોડા જીસાં દાગીના પોવતે હે. હાથમાં ચાંદીને અન કાચને બાંગડે પોવતે હે.

સાતપુડાના આદિવાસી ધાર્મિક અન સામાજિક પ્રવૃત્તિવાળા આહાત. તે પુજારી પાસી પૂજાની વિધિ

કરવતાહા. તેહને ધાર્મિક વિધિમાં પુજારીનાં મોઠાં મહત્વ આહા. તેહમાં દેવી શક્તિના જ્ઞાન આહા, ઈસાં તે માનતાહાત.

આદિવાસીસા દેવદેવતા ઝાડ, પશુ, પત્થર ઈત્યાદી સાંગાયતાહા. તરી, દરેક ગાંવમાં દેવાસાં અલગ થાનક રહેં હેં. તેહને ભગવાનની ગોઠ મૌખિક સ્વરૂપમાં આહા. મૌખિક ગોઠમાં અન ગાનામાં તેહને વિવિધ દેવાં જીસાકાં રાજા ફાંટા, ગાડા ઠાકર, યાહામોગી, બાગોરી, ધોધ્યાવજીર, અસ્તાબા, કુભાય, ફૂદુરાણા, ભિલટ, રાણી કાજળ, આયઘોડા, ગાંડી દિવાળી, કરહણ, નિલચરી, વાઘીન, રૂપલા, ઈંદિરાજા જીસાં નાંવ મીળતાહાંત. તેહના રહેવાસ બહુકરી ડોંગોરવર રહેં હેં. કાહા કા પિહલા પૃથ્વીવર જગબૂડ હૂયનેલ જમીન કાદવવાળી હુઈ ગયેલ. તાહાં દેવાં ડોંગરા વર વસેં હતાંત, ઈસાં સાંગતાહાત. દેવાંસે નાવને પૂડેં રાણા, રાવત, રાજા, રાણી, ઈસા શબદ જોડેલ હેરુલા મીળતાહા.

આદિવાસી સંસ્કૃતિ અલિખિત અન મૌખિક સ્વરૂપમાં આહા. એક પીઢીહૂન દુસરે પીઢીમાં તી તેની તીજ ચાલી રહેં હેં. તીં શીખવુની જરૂર પડેં નીહીં. યે લોક સે ગાનાં અને ગોઠી માહૂન આદિવાસીસા સાંસ્કૃતિક ઈતિહાસ જાનુલા મીળેં હેં. તે પદરના ગાનાં અન કથાનાં જતન અનાદિ કાળહૂન કરત આના હાત. તેહનાં સુખ દુઃખ પન યે ગાનાંમાહૂન જાનુલા મીળતા હાં. સાતપુડામાં વસેલ યે આદિવાસીસી સંસ્કૃતિ આખું પન ટીકી રહની હી.

આદિવાસીસા જંગલને હારી ઘનિષ્ઠ સંબંધ આહા, તાહાંજ, તે તેહને જીવસાટી જરૂરી વસ્તુ પદરજ બનવતા હાત. પદરનાં ઘર, ખેતીના સાધન, રસોડાનાં સાધન બઈલગાડાં ઈસી વસ્તુ બનવુની હસ્તકલાની તેહલા આવડત આહા. આજકાલ જંગલ ખતમ હુયત ગેં તાહા તેહને જીવનમાં મોઠી સમસ્યા ઊભી હુઈલ. તાહા જંગલ સાચવુની જરૂર આહા.

ડોંગોરના પ્રદેશ આહા તાહાં અઠે વરસાદના પ્રમાણ વધારી આહા. તેહનાં ઘરાં ઊતરતે છાપરાવાળાં રહતા હાંત. સાગનાં લાકુડ અન ટોકોરસા વપરાશ હેરુલા મીળેં હેં. ઘરા સાહવર કવલાં, લાકુડ અન દારાં તે પદરજ તૈયાર કરતા હાત. દરેક ઘરમાં રસોડા અન ઢોરાસી જાગા રાખેલ રહેં હેં. થોડેક કુટુંબમાં રસોઈવાટા અને ઢોરાં સાહલા વાયલાંજ ઘર રહેં હેં. જેહ પાસી ખેતર હવાંત તે ખેતરમાંજ ઘર બનવતા હાંત. ઘરાની રચના એકદુસરે કરતા અલગ અલગ રહેં હેં. એક વસતિલા 'પાડા' સાંગાય જેં હેં. બુહું પાડા મીળી હન એક ગાંવ બનેં હેં. વાયલાં વાયલાં ઘરા રહતા હાં તાહાં વીજળી, શાળા, આંગનવાડી જીસે સુવિધા પૂરી પાડુલા કઠીન હુયેં હેં. સરકારલા યે રીતિ મુશ્કેલી પડેં હેં.

ડોંગોર પ્રદેશમાં ખેતી ચડાવવાળે અન મધ્યમજાતને જમીનમાં હુયેં હેં. પાવુસ વર પીકના આધાર રહેં હેં. તેમાં બંટી, મોર, કોદરા, મકી, જવાર, ઉડીદ જીસા પીક વધારી હુયે હેં. ચોમાસાની ઋતુ પૂરી હુયેં હેં માગુન ખેતીના કામ રહેં નીહીં. ઈસે સમયે ઉનાળામાં મૂહુંના ફૂલાં, ટોળંબે, ચારોળી, કેરી જીસાં ઉગાડી કમાઈ કરતાહા. જંગલના નાશ હુયતાં જંગલવર આધાર રાખી શકાય જેં નીહીં. તાહાં યે આદિવાસી મંજરી કરી પોટ ભરુસાટી પારકેજાગાલા રખડત હિંડતા હાત.

ખેતીની ઉપજ હલકે કક્ષાની આહા તાહાં તેહલા પુરતા પોષક આહાર મીળી શકેં નીહીં. રોજને ખાવમાં જુવાર નીહીતેં મકીની ભાકર, આમચૂર, આંબાડીની ભાજી તેલ વગરની, આંબાડીનાં ફૂલાં ટાકેલ દાળ ઈસાં રહેં હેં. કદીએક મોવુર અન ભાત (સીતાં) તે ખાતાંહાત.

આદિવાસીસાં મનોરંજનના મુખ્ય સાધન મજે નાચ. નાચુવાટા પદરને પસંદ મુજબ વાજિંત્ર તે વાપરતાહા. યે વાજિંત્ર લાકડાનાં, ટોકરાનાં કા ઘવળે ડાંગર માથુન બનવેલ રહતાહાં. તીસાંજ બારીક મોઠા ઢોલ, પાવા,

સારંગી, ઘાંઘળી અન અમુક જાતને તંતુવાદ્યના સમાવેશ હુયં હૅ.

ડોંગોર વિસ્તારમાં કા જંગલમાં ગાવાં વસેલ આહાત. તઠૅ રસ્તા નીહીં, પેવલા પાનીની સુવિધા નીહીં, પાયલા ગ્રામ વિકાસના કામાં પન તઠૅ હૂઈ શકલાં નીહીં. દરેક નવી યોજના લેતા પિહલા (વન વિભાગ) જંગલખાતાની પરવાનગી લેવલા પડૅ હૅ. દા.ત. ધડગાંવહૂન તળોદા ને રસ્તાના (સર્વે) માપકામ અંગ્રેજસે સમયમાંજ હુયેલ હતાં તરી આજુ રસ્તાના કામ અરધેજ અટકી પડનાહા.

યે પ્રદેશના વિકાસ નીં હુયુનાં મુખ્ય કારણ ધ્યાનમાં લીજન તૅ, ઈસાં આહાત કા થોડેક વિસ્તારમાં રસ્તા આહાત અન નર્મદાને થોડેક મુશ્કેલ વિસ્તારમાં રસ્તા નીહીં. તાહાં તે વિસ્તારને ગાંવ ઘર અખી સુવિધા પહોંચવુલા કઠીન હૂઈ ગે હે. એક કડૂન સરકાર યે પ્રદેશમાં વિકાસને યોજના એકવર એક જાહેર કૅર હૅ. તરી તે આદિવાસી પ્રજા ઘર પોહચાડુલા સરકાર લા ખૂબ મુશ્કેલ બની જાહા. તેમાંહી સેવાભાવી કામ કરનાર અધિકારી અન કર્મચારીસી સંખ્યા ઓછી આહા. કર્મચારી કામ કડ ધ્યાન દેત નીહીં. તાહાં યે વિસ્તારમાં વિકાસની ગતિ મંદ આહા. અમુક રીતિ કર્મચારીલોક પન લાચાર આહાત. ગરીબ આદિવાસી લોક લાંચ દી સકત નીહીં, અન ઓફિસમાં કામ પૂડૅ ચાલે નીહીં.

અક્રાણી અન અક્કલકુવા જીસે મુશ્કેલ વિસ્તારવાળે તાલુકાસાહમાં એક પન યોજના નીહીં. યે વિસ્તારમાં જંગલસંપતિ અન ખનિજ સંપતિ બૂહુ મોઠે પ્રમાણમાં આહા. ગામઠી આંબાનાં ઝાડાસી સંખ્યા ખૂબ આહા. યી અખી સંપતિ અઠલે આદિવાસીસી ખાનગી માલિકીની આહા. તે કોકોમ બનવી તઠલેજ વેપારીસાહલા ઈકી દેતાહાત. વેપારી આદિવાસી સાહપાસુન પાણીને ભાવી માલ ઈકત લેતાહાત. યી હાલત ધ્યાનમાં લેતા યે વિસ્તારમાં કોકોમ અન અથાણાં બનવુંના એક મોઠાં ઉદ્યોગ વિકસી શકૅ હૅ, જેના યે આદિવાસીસાહલા લાભ મીળીલ.

તેજ રીતિ સેંગા, ગહૂ, ચારોળી અન સીતાફળ જીસે પદાર્થવર પ્રક્રિયા કરુના ઉદ્યોગ ઊભા કરી શકાય જૅ.

યે ડોગોંર પ્રદેશમાં પરિવહનને સાધનસા અભાવ, ગંદાપાની, તેહના ખોરાક યે અખે કારણી બાળ મરણના પ્રમાણ વધારી દેખાય જૅ હૅ. દા.ત. બામણી, ખડકી યે ગાવમાં મોઠે પ્રમાણમાં બાળમરણ હુયના હાંત. યીં અટકવુલા પાહાય જૅ, ઈસે બાબતમાં દુસરે સમાજબંધુસી યેહની મદદ કરુલા પાહાય જૅ.

યે વિસ્તારને આદિવાસીસાં ૩૩ ગાંવા નર્મદા યોજના હેઠળ સરદાર સરોવરને ડૂબાણમાં જાવલા આહાત. યે ગાવાં બૂડત નીહીં અન તઠલા આદિવાસી વિસ્થાપિત હુયત નીહીં તે હેરવા જરૂરી આહા. તેહના પૂનર્વસન હુયુલા પાહાય જૅ. ઈસે મહત્વને વિષયને હારી, છેલ્લા ૧૫ વરસાહૂન શ્રીમતી મેધા પાટકર લડી રહનીહી. તેહની માંગણી પૂરી હુયનેલ નીહીં. યે આદિવાસી સાહવર યો એક પ્રકારના અન્યાય આહા. તે સાટી આંદોલન મોરચા ચાલુ આહાત. યે અન્યાય લડાઈમાં ભણેલગણેલ આદિવાસીસી સાહયોગ દેવલા પાહાય જૅ.

આદિવાસી સાતપુડા શિક્ષણ પ્રસારક મંડળ ધડગાંવ, તાલુકા જિલ્હા નંદુરબાર યે સંસ્થાની સ્થાપના ૧૯૬૩ માં હૂઈની. પશ્ચિમ ખાનદેશ ભીલ સેવા મંડળને પ્રેરણાહૂન યે સંસ્થાની સ્થાપના હૂઈની. સંસ્થા ઊભી કરુમાં મહત્વના ફાળા શ્રી જનાર્દન મહારાજ વળવી યેના આહા. યે સંસ્થાને કારણી, કેળવણીહૂન રહી જાયેલ આદિવાસી પોસાં કેળવણી (શિક્ષણ)ના લાભ લેતા હૂયનાત. ધડગાંવ વિસ્તારમાં યે સંસ્થાની ખૂબ મહત્વના ઈસાં શૈક્ષણિક કામ કરેલ આહા.

o

# રાઠવાસી ગોઠ

સુભાષ ઈસાઈ

છોટાઉદેપુર યો ડુંગરાળ પ્રદેશ આહા. તાહાં તેનાં પુડલાં નાંવ 'પાલ' ઈસાં આહા. આતાં યો વિસ્તાર 'પાલ' તરીકે નીહીં પન 'રાઠ' તરીકે જાણાય જ̃ હ̃. યે પ્રદેશનાં રાઠવિસ્તાર ઈસાં નાંવ કાહા પડનાં તેને ખૂબ ગોઠી આહાત. યો સઘળા પ્રદેશ નદી, ડોંગોર અન જંગલના આહા. સાતપુડા અન વિંધ્યપર્વતને ડોંગરે અન જંગલ યેવાની યો ભાગ પુરા ભરેલ આહા. સાતપુડાના ડોંગોર નર્મદાને ઉત્તર કાંઠા પાસુન છોટાઉદેપુર ઘર પસરેલ આહા. વિંધ્યના ડોંગોર મધ્યપ્રદેશને માવળત પાસુન છોટાઉદેપુરને ઉંગવત પાવત 'રતમાળ' યે નાંવવાનીં વળખાય જ̃ હ̃. અન તો જ ડોંગોર પૂઢ̃ બારિયા અન તેને પૂઢ̃ પાવાગઢ ઘર પસરેલ આહા. યે ભાગમાં રાઠવા લોક રહતાહા તાહાં યે ભાગના 'રાઠ પ્રદેશ' ઈસાં નાંવ પડનાહાં.

મુંબઈ ગેઝેટિયર (૧૮૨૫) માંથલી નોંધ પ્રમાણે રાઠવાલોક મધ્યપ્રદેશને અલિરાજપુર નજીકને રાઠપ્રદેશહૂન ગુજરાતમાં આનાત તાહાં યે પ્રદેશનાં 'રાઠ' નાંવ પડનાં. અલિરાજપુર યી રાજય પાંચ વિભાગ મીળી બનેલ હતા. તેમાંથલા એક ભાગ 'રાઠ'નાંવને રીતિ વળખાય જ̃ હતા. યો વિભાગ છોટાઉદેપુરને નજીક જ હતા. વખત જાતાં યો ભાગ ગુજરાતમાં જ સમાઈજી ગે અન તઠ̃ રહનાર લોકસાં 'રાઠવા' નાંવ પડનાં.

યે પ્રદેશમાંથલે નદીસાહમાં ઓરસંગ યી નદી મુખ્ય આહા. તીસે જ ઝરવો જીસે બારીકલે નદી પન આહાત. લગભગ ૧૫૦ કિલોમીટર લાંબી ઓરસંગ નદી છોટાઉદેપુર પ્રદેશની અખે કરતાં મોઠી નદી આહા. તેના વિશે એક પુરાણ કથા પન આહા. વ્યાસના પોસા શુકદેવલા પોટમાં જ જ્ઞાન મીળેલ હતા અન માગુન તેના ઘરતી વર જનમ હુયના અન લગેજ તો ચાલુલા લાગના. જે વાટલા તો ચાલત આના તઠ̃ યી નદી બનની. તાહાં તીનાં 'ઓરસંગ' નાંવ પડના. યી નદી ચાંદોદ નજીક નર્મદા નદીલા મિળ̃ હ̃. અઠલે ડોંગોર માથૂન વાઘસ્થળ અન ટુંડવાના ડોંગોર આદિવાસીસા દેવ જીસા આહાત. તેહની પૂજા પન કરતાહા. યેનેહારીંજ કોરાજ, કાળિયો, બોળિયો, ભરમો, ઓરિયો, ઢોલિયો યે ડોંગોર પન આહાત. ઉંગવત બાજુ 'ડોલોમાઈટ', 'લાઈમ' (ચૂનાના પત્થર), 'માર્બલ' (આરસ પહાણ) ને ખાણ આહાત. તાહાં યો પ્રદેશ ખનિજ સંપત્તિ ને બાબતમાં સમૃધ્ધ ગણાય જ̃ હ̃.

યે પ્રદેશની જંગલ પેદાશ પણ ખૂબ આહા. લાકુડ, મોહવા, ટોંળબે, ટેમ્બરૂનના પાના, કુહલાના બીં, લાખ, ડિખ, ગુંજા અન વનસીનાં મૂળાં મુખ્ય ઉત્પાદન આહા. તે સિવાય યે જંગલમાં આવળા, જામના, ટેમ્બરૂના અન ચારોળીના ખૂબ ઝાડાં આહાત. તેવાની ગરીબ આદિવાસીલા રોજીરોટી મિળ̃ હ̃.

યે વિસ્તારમાં વસનાર આદિવાસીમાં રાઠવા, કોળી, ધાનકા, નાયકા અન ભિલસા સમાવેશ હુય̃ હ̃. યે અખેમાં રાઠવાસી વસતિ વધારે આહા તાહા કદાચ યો વિસ્તાર રાઠ વિસ્તાર સાંગાય જ̃ હવા.

સામાજિક, ધાર્મિક ઉત્સવને બાબતમાં રાઠવા લોક તેહની અલગતા જાળવી રાખના હાત. શહેરને ભાગહુન દૂર ગામડામાં રહનાર આદિવાસી રાઠવા પદરને રીતે કુદરત હારીં જીવન જીવતાહા. સામાન્ય કા પછાત

ઈસાં જીવન જીવનાર યે લોકસી સમાજ વ્યવસ્થા અન ધાર્મિક પરંપરા નવાઇ લાગે તીસી આહા.

રાઠવાસાં પોટ ભરુનાં મુખ્ય સાધન ખેતી અન જંગલની પેદાશ આહા. મોટાભાગને ગાવમાં આદિવાસીની પદરની જમીન આહા. તેમાં તે ઋતુ પ્રમાણે અનાજ અન શાકભાજી પિકવતાહા. ખેતીમાં ભાત, મકી, જુવાર, તોર જીસાં અનાજ અન ઉડીદ, મગ, મઠ, તલ, કપાસ, મગફળી પિકવતાહા. પદરલા લાગે તોડાં જ રાખી બાકીનાં ઈકી દેતાહા. પદરની જમીન નીં હવી તીસા આદિવાસી મંજરી કરતાહા. મોહવાં, ટોંળબે, ટેમ્બરૂનના પાનાં, કુહલાને બીયે, લાખ, ડિખ, ગુંજા, ચીચા, આવળા, બોરાં, જામના, ટેમ્બુરનાં, ચારોળી, લાકડાં ઈસાં ગોળા કરી ઈકી હન તે પોટ ભરતાહા. યે મહેનતુ આદિવાસી ગુજરાતને મોઠલે શહેરમાં રસ્તા અન મકાન બાંધકામને કામવર જાતાહા.

રાઠવા સમાજમાં આતાં શિક્ષણનાં પ્રમાણ વધનાહા. અન તાહા શાળા, કોલેજના શિક્ષક અન સરકારી કચેરીમાં કારકુનથી મામલતદાર અન નાયબ કલેકટરને પદ સુધી પહોંચનાહાત. સરકારને અલગ અલગ યોજનાને કારણ તેહનાં જીવન ધોરણ સુધરી રહનાહાં. શિક્ષણ અન શહેરને લોકસે નજીક રહુને કારણ તેહની અસલ સંસ્કૃતિ ધીરે ધીરે ખલાસ હુઇ રહનીહી પન ઊંડાણને ગાંવમાં શહેરની અસર આખું પહોંચનેલ નીહીં .તહેં આજ પન અસલ રાઠવી જીવન શૈલી જીવનાર લોક હેરુલા મિળતા હા.

## ગાંવની રચના

ગાંવના અખા વડીલ માનસાં ગોળા હુઇહન તે ગાવને એક માનુસલા પસંદ કરતાહા. તેલા ગાંવના પાટીલ સાંગતાહા. ગાંવના દરેક જન યે પાટીલલા માન દેતાહા. ગાંવને દરેક પ્રસંગલા અખી વ્યવસ્થા હેરુનાં કામ પાટીલનાં રહેં હેં. ગાંવના એક ભગત રહેં હેં. તેલા ગાંવના ધાર્મિક ગુરુ ગનતા હા. (ગાંવ ગુંડે ભગત) ગાંવને દરેક કામમાં તેની જરૂર પડેં હેં. તે સિવાય ગાંવમાં રોગ-બિમારી હવી તેં પૂડેં ભગત જ મંત્ર બોલી, ધૂમી હન બિમારી દૂર કરુના કામ કર હ. નવસ ફેડુની અખી વિધી ભગત જ કરેં હેં. ગાંવમાં યી વિધી કરનાર વાયલા પન ભગત રહતા હા.

ગાંવના એક પુજારા (પુજારી) રહેં હેં. પુજારા અન પાટીલ મિળીસન લગીનનાં કામ કરતાહા. હોળી પેટવુંનાં કામ પન પુજારી જ કરેં હેં. પાટીલ, ભગત અન પુજારી યે તીની જન મિળીહન ગાંવને અખે શુભ-અશુભ પ્રસંગનાં ધ્યાન રાખતાહા. ગાંવને એખાદ હરિજનલા કોતવાલ (જાગલે) બનવતાહા. તો પાટીલલા કામમાં મદદ કરેં હેં. ગાંવમાં શન ઉજવુલા હવા કા ગાંવમાં કોની મરી ગેં હવા તેં કોતવાલ અખે ગાંવમાં ખબર કરેં હેં. અખાં ગાંવ એક સંપવર રહેં હેં. ગાંવમાં ઉત્સવની અખી તયેરી પાટીલ, બડવા, પૂજારી અન ગાવના અગેવાન ગોળાહુઇ કરતા હા. ગાંવવર હુમલા હુયેં કા ગાંવવર ધાડ પડેં તેં અખા ગાંવ એક હુઇ સામના કરતાહા.

## ઘરની રચના

ઘર એકદમ સાદી પદ્ધતિના બાંધેલ રહેં હેં. ઇંટવાની નીહીં તેં ટોકોર કા તોરીનાં સાટાં એકહારીં બાંધીહન કુડ બનવતાહા. અન વરહુન શેનવાની લીપી ભીંત બનવતાહા. ટોકોર ને ચીંબી બાંધી તેવર કવલાં નીહીં તેં તાડના પાના સીવી દેતાહાં. ઘર દોની કડુન ઢળેર રાખતાહા. ઘર શેનમાટીવાની સારવતાહા. તેમાં બાયકા ઓકરે પાડતે હે. ઘર ચાંગલાં લાંબા રહેં હેં. પૂડેં વસરી પાડતાહા. વસરીને મોહરેં લાકુડના ખાંબ રોપેલ રહેં હેં. તેને પૂડેં જ ઢોરાસા ગોઠા રહેં હેં. તેલા તે 'કુડ' ઈસાં સાંગતાહા. વસરીને માગુન રસોઈની ખોલી રહેં હેં. તેમાં એક બારી થવતાહાં. યેમાં ખૂબ આંદારા રહેં હેં. તેમાં જ અખાં સામાન થવેલ રહેં હેં. એક ખુણામાં ચુલા માંડતાહાં. એક બાજુ અનાજ ભરુની મોઠી કોઠી થવતાહા. તેલાં 'મોહઠી' કા 'મુસઠી' (મુસઠી) સાંગતાહા. તી બાહેરહુન શેનમાટીવાની

લિપેલ રહેં હે. માટીના તવા રહે હે. તેલા 'ઠિકુર' (ખાપર) સાંગતાહા. દાળ માટીને હાંડીમાં બનવતાહા. હાલવુસાટી લાકુડના ચમચા બનવતાહા તેલા ચાટુ સાંગતાહા. મીરચે કુટુલા દગડના કુટે રહે હે. વસરીને એક ખુણામાં ભાત કાંડુલા ગોળ ખાડાવાળી દગળના ઉખળ જમીનમાં બીસવેલ રહે હે. ભાત કાંડુલા મૂસળ પન રાખતાહા. વસરીમાં જ દળુની ઘરટી રાખતાહા. અન્ન અન શાકભાજી થવુલા બારિક મોઠલા ડાલખાં-ડાલખે રાખતાહાં તેલાં 'ચારલી' સાંગતાહા. ઘર ઝાડુલા ટોકોરની મોટી સિરાવ નીહીં તે તાડને ડાંડાની સિરાવ રહે હે. તેલા 'બાહડો' કા 'બાહડી' ઇસાં સાંગતાહા. ખેતીમાં આવુતના ઉપયોગ કરતાહા. પિક કાપુલાં ઇળાં વાપરતાહાં. ઘરમાં પાળિયું (કોયતા સારખાં મોઠાં હથિયાર) અન તિરકામઠા જીસાં હથિયાર રાખતાહા. પાળિયાને એક જ ઝટકામાં માનુસ કા બોક્ડેની ડોકી ઘડહુન અલગ કરી દેતા હા. યે લોક તિર ચાલવુમાં હોશિયાર આહાત. તે દૂરના નિશાન પન પાડી દેતા હા. ઘરમાં ઢોલ, પાવા, પાવી ખાસ રાખતાહા. યે અખેના ઉપયોગ લગન, જાત્રા કા તહેવારને વખત કરતાહા.

ઘર લાંબા રહે હે. આંત જાવલા એક જ દાર રહે હે. દાર નજીક ઘરને બાહેર ચાર હાથ ઉંચી લાકુડની માચ પાની થવુલા બનવતાહા. તેલા 'માળી' (ઘડવાળ) સાંગતાહા. તેવર પાનીને દોન તીન ઘાગરી થવતાહા. પાની કાઢુલા ડવલીના ઉપેગ કરતાહા. ઘરમાં સામાન થવુલા લાકુડના નીહી તે ટોકોરના માળ બનવેલ રહે હે. તેવર ચઢુલા લાકુડની નીહીં ત ટોકોરની સીડી (મારડી) બનવેલ રહે હે. વસરીને એક ખુણામાં નીહીં તે રસોઇને ખોલીમાં અલગ અલગ પ્રસંગલા પૂજા કરુલા લાકુડના ખાંબ બીસવેલ રહે હે. તેલા ખાંબી નીહીં ત ઘારની બેડી સાંગતાહા. ઘરને પૂડલે બાજુલા બારે રહત નીહીં. ફકત એક દાર રહે હે. તેલા 'કમાડ' કા 'કામેટુ' ઇસાં સાંગતાહા. ઘરમાં માનસાં વધતાહા તે પ્રમાણે ઘરની વસરી અન માગલી રસોઇની ખોલી વધવતાહા. ઘર કોડાંકહી મોઠાં હવાં તરી અંદર જાવલા એક જ દાર થવતાહા. ઘરને ચારેચુંબુત મોકળી જાગા રહે હે. તેલા વાડી સાંગતાહા. પાવુસના યે જાગાવર શાકભાજી ઉગવતાહા.

નવાં ઘર બાંધુની જાગા નક્કી કરુલા બડવા લા બોલવતાહા. બડવા ઉડીદના દાના ટાકીહન ખડી (પૂડી) હેરે હે. અનં જાગા બેસ આહા કા ખરાબ તીં સાંગે હે. બડવાની દાખવેલ જાગાવેલ ઘર બાઘતા પૂડે વિધી કરુલા પડે હે. નવાં ઘર બાંધુની વિધી કરુલા પાટીલ અન બડવાલા બોલવતાહા. ઘરના વડીલ તેહલા મદદ કરતાહા. ઘરની એક કુંવારી પોસીલા કુવાવર પાની ભરુલા દવાડતાહા. તી પાની ભરી લયની કા પાટીલ ઘડા ઊતારી લેહે અન તે પોસીલા સવા, સવા પાંચ, કા સવા અગિયાર રૂપિયા દેતાંહા. જહે નવાં ઘર બાંધુલા હવા તે જાગે યીં પાની ઉબરતાહા. કુંકુ, તાંદુળ અન ફૂલાં થવી દીવા લાવી પૂજા કરતાહા અન પાયા ખની ઘર બાંધુની શરૂઆત હુયે હે.

મોટાભાગે અખા રાઠવા એક જ કુટુંબમાં રહતાહા. ઘરને અખે માનસાસી સંખ્યા ૨૫-૩૦ સુધી રહે હે. કુટુંબમાં આઇશ, બાહાસ, ડોસેસ, ડવરબાહાસ, કાકા કાકી, ભાઇ-ભાભી, પોસાં ઇસાં અખાં રહતાહાં. કુટુંબના અખાં વડીલ માનુસલા માન દેતાહા. તેને સાંગેલ પ્રમાણે ઘરના વ્યવહાર ચાલે હે. ગોહો ખેતીકામ અન મંજરીના કામ કરતાહા. અન બાયકા ઘરનાં કામ કરતે હે. ડવરાં માનસાં પોસાં બાળગુના કામ કરતાહા. અખાં એક જ જાગે રહતાહા. તાહાં એક દુસરેની સંભાળ અખાં રાખતાહા.

## રોજના કામ

સકાળને કદવ જ ઉઠતાહા. કોંબડા આરવના કા પહનાં ઇસાં સમજતાહા. સકાળને કદવજ ચાંદ હેરીહન પન સમય જાણી લેતાહા. શિયાળામાં શુક્રના તારા હેરીહન સમય જાણી લેતાહા અન બાયકા દળુલા બીસી જાતે હે. દળતે વખત ગાના લાવતેહે. દળીહન ભાકરી બનતેહે. હારીં શાક કા દાળ બનવતાહા. મકીનાં પીઠ પૂડલે દિસ

એળચને પાનીમાં મીઠ મિરચી ટાકીહન ગરમ કરી પીઠ તયેર કરીહન રાબડી (આંબીલ) બનવતાહા. સકાળને ભાકર હારીં શાક નીહીં તેં દાળ ખાતાહા. મજુર મંજરીલા જાતાહા. બાયકા ઘરના કામ કરતે હે. ગોઠા ઝાડીહન સાફ કરતે હે. ઘર આંગન ઝાડીહન પાનીં ભરતે હે. દુહપારના ભાકર લીહન ખેતરમાં જાતે હે. અખાંજનાં ઝાડખાલ બીસીહન ખાતાહાં. જરાક ઇસવીહન લગેજ કામલા લાગી જાતાહા. બાયકા ઘર યી હન એળચને રસોઈની તયેરી કરતે હે. એળચને ગોહો ઘર યેતાહા. ગરમ પાનીવાની આંગળતાહા. અખાં મિળી જેવન કરતાહા અન ગોઠી લાવતાહા. હોસુને ગોઠીલા 'ગપ્પી' સાંગતાહા. એળચને લેગ નીજી જાતાહા.

### કમાઈના સાધન

કમાઈના મુખ્ય સાધન ખેતી આહા. મોહેભાગે અખેસી પદરની જમીન રહેં હે. જમીન નીં હવી તે મંજરી કરતાહા. નીહીં તે જંગલને પેદાશવર પોટ ભરતાહા. ખેતીમાં અલગ અલગ પિક લેતાહા. મકી, તોર, ભાત, ઉડીદ, જુવાર, કપાસ, વગેરે. પદરલા લાગે તોડાંજ અનાજ રાખીહન બાકીના ઇકી દેતાહા. અલગ અલગ જમીનમાં અલગ અલગ પિક લેતાહા. જમીન અલગ અલગ જાતની રહેં હે. કાળી જમીન 'મારવું', રેતાળ જમીન 'કાચલો', 'ગોરાળું', 'ટેકરું' વગેરે પ્રકારે રહેં હે. જીસી જમીન હવી તીસી ખેતી કરતાહા. ખાસ કરીહન ચોમાસુ પિક લેતાહા. જેપાસીં કુવાની સગવડ હવી તે શિયાળુ પિક લેતાહા. જેપાસીં કુવા નીં હવા અન શિયાળુ પિક લેવલા હવા તે જેપાસુન પાની લેત તેલા પિકના અડધા ભાગ દેવલા પડેં હે.

### ખોરાક અન તંદુરસ્તી

ખોરાકમાં મુખ્ય મકી, સામેલ નીહીં તે જુવાર ને ભાકરી અન શાક કા ઉડીદની દાળ ખાતાહા. તે ખૂબ તિખટ ખાતાહા. ઘરમાં લાલ મિરચી, મીઠ, લશણ અન આદુની ચટણી કાયમ રાખતાહા. તેલા 'તિખું મીઠું' (તિખટમીઠ) સાંગતાહા. શાક, દાળ નીં હવી તે ભાકરવર નિખળ તિખટમીઠ લી હન ખાતાહા. ઉખૂડ બીસીહન ડાવે હાથમાં થાળી લીહન ખાતાહા. નીહીં તે પોળોસને પાનવર લીહન ખાતાહા. સકાળના અન એળચના મકીને પીઠની આંબીલ પેતાહા. દાળલા વઘાર કરુલા ટોંળબેના તેલ વાપરતાહા. ઘરમાં જ ચાપડ્યા(હાથ વાની તેલ કાઢુલા લાકુડની બનવેલ વસ્તુ) વાની ટોંળબેના તેલ કાઢતાહા. ઘરમાં ભેંસ હવી તે દૂધ, દહીં, તૂપ ખાતાહા. તૂપલા 'ચોપડ' સાંગતાહા. કદીએક ચોખા રાંધતાહા તેલા 'કોદરી' સાંગતાહા. ડાંગરાસે સીઝનમાં ચોખામાં ડાંગર ટાકી રાંધતાહા.લગીનમાં કા કોનીં મરી ગેં હવા તાહાં તેને બારમા વખત દાળભાત રાંધતાહા. તહેવારમાં ઉડીદને દાળનાં ઢેબરાં બનવતાહા. હોળીને શનલા પાપડ-પાપડી બનવતાહા. યે લોક માંસ ખાનાર આહાત. પાહનાં આનાં હવાત તાહાં અન તહેવારમાં કોંબડા ખાતાહા. હોળી, દશરાલા બોકડેં કાપતાહા.

મોટેભાગે ગોહો બીડી પેતાહા. પદરની બીડી પદર જ ટેમ્બરૂનને પાનમાં બનવતાહા. ઘરમાં ટેમ્બરૂનના પાના રાખતાહા. નજીકને મોઠે ગાંવમા હુન કા શહેરમાહુન છુટી તંબાકુ લયતાહા. તેલા 'ભાંગ' સાંગતાહા. ટેમ્બરૂનના પાન તોડી તેમાં તંબાકુ ભરી બીડી બનવતાહા. પાહના યેતાહા તેહલા પન પાન અન ભાંગ દેતાહા. (વાળેલ બીડી દેત નીહીં). યે લોક નશા કરુનેં બાબતમાં ખૂબ શોખીન આહાત. ઉનાળામાં તાડી પેતાહા. અખેસે ઘરને વાડામાં કા ખેતરમાં તાડનાં ઝાડ રહતાહા. તાડનાં પાનાં મૂળપાસીં કાપીહન તઠે લોટકાં બાંધતાહા. તેલા 'ઢોચકી' કા 'પોકચું' સાંગતાહા. તાડના પાન કાપીહન લોટુક બાંધતાહા. તેલા 'તાડસેકવું' ઇસાં સાંગતાહા. ઘરના બારીક-મોઠાં અખાં તાડી પેતાહા. તાડીને સીઝનમાં અખા દિસ તાડી પી હન પડી રહતાહા. તાહાં વધારે

ખાત પન નીહીં. ભૂખ લાગની કા આખું તાડી પેતાહા.

મોહવાંની દારૂ બનવતાહા. દારૂલા 'હરો' સાંગતાહા. લગીનમાં કા તહેવારમાં પદર જ દારૂ બનવતાહા. દારૂ ગાળુનાં કામ બાયકા જ કરતે હે. કુવાપાસીં ખાડામાં પાની ભરાયજી રહેં હેં. તહેં, વહળેલા, નદીમાં કા ખેતરમાં જહેં પાનીં ભરાયજી રહેં હેં તહેં દારૂ ગાળતાહા. દરેક સે ઘર પાસીં અખાં વરીસ ચાલત હોડાં મોહવાં પડતાહા. દારૂ ગાળુને ભટ્ટીલા 'ભાટી' સાંગતાહા. એક મોઠે ઘાગરમા આંબેલ, કુહેલ મોહવાં અન પાની ભરતાહા. પાનીને જરાકવર ચુલા પેટવી તેવર ઘાગર થવતાહા. ઘાગરવર તવા સારકાં માટીનાં ઢાકન થવતાહા. તેલા 'ઉંઘાછત્યું', 'દાટિયું', 'બાબરું' સાંગતાહા. માટીવાની લીપીહન તોંડ બંધ કરતાહા. બાજુમાં એક સિક્કા પાડીહન તહેં ટોકોર કા થોરની પોકોળ નળી બીસવતાહા. તેલા 'નળો' નીહીં તેં 'હરસ્યો' સાંગતાહા. નળીના એક ભાગ પિત્તળને ગુંડામાં થવીહન તેલાહી માટીવાની લીપીહન બંધ કરી દેતાહા. યે ગુંડાલા 'દેગડી' સાંગતાહા. દેગડી પાનીમાં થવતાહા. ઘાગરમાં મોહવાની વરાળ યેહે તી નળીમાથુન દેગડીમાં યેહે. દેગડી પાનીમાં રહેં હેં. તાહાં થી વરાળ ઠંડી હુઇ હન તેના દારૂ બનેં હે.

રાઠવા શરીરમાં બળવાન અન મહેનતુ આહાત. શરીરવર જરાકપન ચરબી નીં મિળ. ગોહોસી ઉંચાઇ લગભગ સાડા પાંચ ફૂટ રહેં હેં. અન બાયકાસી ઉંચાઇ પાંચથી સાડા પાંચ રહેં હેં. યે મહેનત કરતાહા તાહાં શરીર કસાયેલ રહેં હે. અજેરી પડનાત કા ભગત પાસીં વનસી કરતાહા. બેસ નીં હુયેં તાહાં દવાખાનામાં જાતાહા. તેહમાં શહનશકિત ખૂબ આહા. શરીરવર કોડાકહી લાગના હવાં તરી તે શહન કરતાહા. તિર લાગેલ હવાં કા રાનના જનાવર ચાવના હવાં તરી તે શક્ય હવાં તેં ચાલીહન જ દવાખાનામાં જાતાહા. દુઃખ હવાં તરી સાંગત નીહીં, ચુપચાપ શહન કરી લેતાહા.

## પહેરવેશ

ગોહો ગુડગીઘર ધોતીર પોવતાહા. થોડાક લોક કંબરલા લંગતી નેશતાહા. તેલા 'કોહટી' સાંગતાહા. કંબરલા ટુવાલનેગત ધોતીર કા શાલ બાંધતાહા. તેવર પટ્ટા નીહીં તેં કંદોરા પોવતાહા. વરહુન ખમીસ પોવતાહા. તેલા 'ચાખલું' સાંગતાહા. ખાંદવર પટ્ટે સિવીહન તેવર બટના લાવતાહા. ખાલલે બાજુ દોની કડુન કટ થવીહન તેવર બટના લાવતાહા. કટવર પટ્ટી થવીહન બટન ટાકેલ ખમીસ અખા લોક પસંદ કરતાહા. ખમીસને પુડલે બાજુમાં પટ્ટી સિવેલ રહેં હેં. અન તહેં દોન ખિસ્સા થવતાહા. ડોકીલા રૂમાલ કા ફેટા બાંધતાહા. થોડાક જુવાન ઝુલવાળા રૂમાલ બાંધતાહા. ડોળાને બાજુમાં ગોંદેલ રહેં હેં. તેલા 'કાનચાવણી' સાંગતાહા. ડાવે હાથવર નાંવ ગોંદતાહા. હાથમાં કડાં પોવતાહા. તેલા 'ભારિયું' સાંગતાહા. દંડમાં પન કડાં પોવતાહા. તેલાં 'આમળિયું' સાંગતાહા. યેં કડાં ચાંદીના રહતાહા. કાનમાં ચાંદીની કંગરી પોવતાહા.

બાયકા ચણિયા પોવીહન કાસટા દેતે હે. વર લાલ રંગની સાડી પોવતેહે. આંગમાં ફુગ્ગાવાળે બાંયની ડગલી પોવતેહે. ઘરેણાને તે શોખીન આહાત. ગળામાં જાડા ચાંદીના રૂપિયા સિક્કાવાળા હાર પોવતે હે. તેની કિંમત ૩૦૦૦ રહેં હેં. કાનમાં ચાંદીના વિટલા લેરિયા કા ટોકરીયા પોવતેહે. દડમાં ચાંદીના બાવડિયા (ચેળા) પોવતેહે. પાયમાં ચાંદીના જાડા અંદાજે ૪૦૦૦ રૂપિયાના કડા પોવતે હે. આંગવર ગોંદતેહે. હાથ વર નાંવ લિખતે હે. ડોળા નજીક 'કાનચાવણી' અનં હડબીવરહી ગોંદવતે હે. ગુડગીવર અન પાયને અંદર પન ગોંદતે હે. ચાંદલા, પાવડર અન લાલીના ભરપૂર ઉપયોગ કરતે હે. બારીકલે મણકાનીમાળા, ગજરા પદર બનવીહન પોવતે હે. ડોકીમાં પ્લાસ્ટિકનાફૂલ અન વેણી બનવીહન ટાકતે હે. ગામડાને કોડેખાન પોસેસાહલા સેથામાં સિંદુર ભરૂના

અર્થ માહિત નીહીં તરી શણગાર સમજી કુંવારે પોસે પન ભાંગમાં કંકુ ભરતે હે. તહેવાર પ્રસંગે ગાલવર લાલી, જરી લગાવતેહે. જુવાન સાહલા ભભકતા રંગ ખૂબ પસંદ આહા. લાલ, લીલા, પિવળા, કેસરી, જાંબલી, પોપટી, ભૂરા યે તેહના માનીતા રંગ આહાત. યે જ રંગના કપડાં તે પોવતાહા.

### ધર્મ અન રિવાજ

રાઠવા યી જાત હિન્દુસમાજમાં ભળેલ આહા. તરીપન તેહના રિવાજ અલગ આહાત. બડવાસે બોલમાં હિન્દુ દેવ-દેવીસાં નાવાં યેતાહાં પન તે પૂજા તેહને જ દેવસી કરતાહા. 'ખતરીદેવ', 'પિઠોરાદેવ' કા 'બાબો પિઠોરો', 'વાકટાદેવ' કા 'બાબો વાકટો', 'ટુંડવા દેવ'કા'બાબો ટુંડવો', 'ઈંદરાજા','ઝોટિંગદેવ','રતમાળ દેવ' ઈસા દેવ રહતાહા. શહેરને લોકસાં આયકીહન હિન્દુ દેવ દેવીલા પન તે માનતાહા.

રાઠવા જાતિમાં થોડેક પેટાજાતિ આહાત. એક જ જાતમાં લગીન નીં કરત. સતીઘ, ઓહરિયા, કનાહા, બડોડિયા, માળિયા, તળાવે, કટોલિયા, મુંડાળજા, ધારવા, મહાણિયા, જમુરા, ચગોડિયા, ભાભરિયા, લુહારિયા, ચુહાણિયા, બામણિયા, સાપલિયા, બારિયા, ડોડવા ઈસે યે પેટા જાતિ આહાત.

દરેક ગાંવમાં ખતરીદેવનાં થાનક રહે હે. તેલા 'દેવ' સાંગતાહા. ગાંવના લોક દર વરસે યે દેવલા કોંબડા અન બોકડેં પાડતાહા. પાડત નીહીં તે ગાંવવર સંકટ યેહે ઈસાં માનતાહા. પિક બેસ નીહીંયે, ગાંવમાં રોગ યેહે, ઢોરાં મરતાહાં તે દેવના શરાપ માનવામાં યેહે. તાહાં તે દેવલાં ખુશ કરુલા દર વરસે બોકડેં, કોંબડા મારતાહા.

યે લોક ખૂબ જ વહેમી અન અંધશ્રધ્ધાળુ આહાત. ઘરમાં બિમારી હવી, ખેતી બરાબર હુયની નીં હવી, કા ઢોરાં મરતાં હવાંત તે દેવના કોપ માની તે વખત બાબા પિઠોરાના નવસ લેતાહા. પોસાં અજેરી પડે હે તાહાં 'કુવારિયા' કા 'હમોનિયા' ના નવસ લેતાહા. ભૂતપ્રેત, ડાકણ વગેરેમાં વિશ્વાસ રાખતાહા. કનેહી બિમારીલા ભૂતબાધા માનતાહા. તેલા દૂર કરુલા બડવા પાસીં ભગતી કરવતાહા. બેસ નીં હુયે તાહાં દવાખાનામાં જાતાહા. ડાકણના નાંવ આયકી તે થથરતાહા. રાતના ઘરને બાહેર નીંગત નીહીં. ભૂત,પિચાસ, ડાકણ રાતના ફિરુલા નીંગતેહે ઈસા માનતાહા. ગાંવનીજ કનીહી બાયકો ભૂતાળી આહા ઈસાં માનતાહા.ભૂતાળે કનેહી જનાવરનાં રૂપ ધરતે હે અન રાતના હવામાં ઉડીહન દુસરે જાગાવર જાતે હે, ભૂતાળી તીના વારસા તી દુસરે બાયકોલા દી જાહા, મંત્ર બોલીહન તી દુસરે બાયકોલા રાતના મસાનમાં બોલવેહે, તઠે રગત પાજી કા જીતા સરડા ખાવાડી મંત્ર શિખવેહે, ભૂતાળી માનુસના કાળીજ ખાઈ જાહા, ઈસાં સમજતાહાં. ગાંવમાં એકાદ બાયકો ભૂતાળી આહા ઈસાં ભગતનીં સાંગા તે તિલા ગાંવમાં રહું દેત નીહીં. તીનાં નાક, કાન કાપીહન ગાંવને બાહેર હાકલી દેતાહા, નીહીં તે દગડા ટાકી મારી ટાકતાહા.

### તહેવાર :

રાઠવા તહેવાર ચાંગલે રીતના ઉજવતાહા. અખે જ ઉત્સવમાં ખૂબ નાચતાહા. હોળી, દશરા, દિવાળી, ઈંદ, અન દિવાસા યે તેહના મુખ્ય તહેવાર આહાત. હોળી અન દશરાલા મેળા ભરાયતાહા. યે લોક મેળામાં નાચતાહા. હોળી અન દશરા નક્કી દિસલા જ કરતાહા. બાકીના ઉત્સવ ગાંવલોક ગોળાહુઈહન નક્કી કરતાહા. દરેક ગાંવમાં દિવાળી, ઈંદ, અન દિવાસા અલગ અલગ દિવસ ઉજવાયતાહા. તાહાં એક ગાંવના લોક દુસરે ગાંવલા તહેવાર ખાવલા અર્થાત્ ઉત્સવના જેવન કરુલા જાતાહા. યે લોક એકસંપથી જીવતાહા. ગાંવમાં ખેતીવાડી બરાબર નીં હુયનીં હવી, માનસાં વધારે મરતાં હવાંત કા ઢોરાં મરીજા હવાંત તાહાં દેવના કોપ માની ઉત્સવ ઉજવત નીહીં.

o

